# નવ ગ્રહ વિધિ

અને

# પાર્થીવ પૂજન.

લેખક તથા પ્રકાશક,

ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ

તથા

ગં. સ્વ. લલિતાગૌરી શામરાવ.

ખજુરીપોલ, નડીઆદ.

કિમ્મત. રૂ. ૧-૦-૦

બ્હાર ગામ માટે પોસ્ટેજ તથા રજીસ્ટર સાથે. રૂ. ૧ા.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

યુનિયન પ્રેસમાં પીરોજશાહ ખરશેદજીએ છાપ્યું છે.

નં૦ ૩૭, ધોબીતલાવ, મુંબઈ.

# નવ ગ્રહ વિધિ
અને
# પાર્થીવ પૂજન.


લેખક તથા પ્રકાશક,

ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ

તથા

ગં. સ્વ. લલિતાગૌરી શામરાવ.

ખજુરીપોલ, નડીઆદ.





સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

યુનિયન પ્રેસમાં પીરોજશાહ ખરશેદજીએ છાપ્યું છે.

નં૦ ૩૭, ધોબીતલાવ, મુંબઈ.

# અર્પણપત્રિકા

---

**પૂજ્ય અ૦ સૌ૦ મુ૦ ધનલક્ષ્મી બહેન,**

આપ ઉચ્ચ કુળમાં જન્મેલાં છો, સાથે ધાર્મિક શ્રદ્ધા, સાત્વિક
મમતાળુતા તથા અન્યનું કલ્યાણ કરવાની આપની ઉચ્ચ
અભિલાષા વિગેરે સદ્‌ગુણોએ આપનામાં દ્રઢતર રીતે
નિવાસ કરેલો છે. મારી બાલ્યાવસ્થાથી આપ મારા
પ્રત્યે અતુલિત સ્નેહાળ દ્રષ્ટિથી જોતાં મને મારા
જીવન વ્યવસાયમાં ઉચ્ચ શ્રેણિએ જતી જોવા
ઇચ્છો છો અને તેવી પ્રેરણા સતત કરતાં
રહ્યાં છો અને તેથી મને ઉચ્ચ સંસ્કારી
બનાવવા આપના શ્રેષ્ઠતમ આદર્શોથી
મને અનુગૃહિત કરતાં રહ્યાં છો.
અને તેથી આપના એ મારા
પરની અપૂર્વ કૃપાને અંગે
મારૂં આ લઘુ પુસ્તક
આપનેજ અર્પણ
કરી કૃતાર્થ
થાઉં છું.

હું છું.

આપના શુદ્ધ સંસ્કાર અને કૃપાની અભિલાષી

**વિમલાગૌરી મગનલાલ.**

# પ્રસ્તાવના.

સામાયિક બળ વિવિધ પ્રકારના વાતાવરણમાં પરિવર્તન થતું જાય છે. જે સમયમાં આપણો આર્યાવર્ત સંપૂર્ણ અંશે આસ્તિકતાથી સમૃદ્ધિમાન્ હતો તે સમયે આપણાં સર્વ શાસ્ત્રોના વિષયોનું જ્ઞાન દરેક વ્યક્તિમાં—સ્ત્રી કે પુરૂષોમાં—થોડે ઘણે અંશે પણ વાસ કરી રહેલું હતું. જનસમાજની ધાર્મિક વૃત્તિ એટલી તો ઉચ્ચ કોટિએ હતી કે અત્યારના સમયની સાથે તે સમયની જો તુલના કરવા બેસીએ તો તે સમય હાલના કરતાં ઘણા વિષયમાં અત્યુત્તમ હતો એમ આપણને માન્યા સિવાય છુટકો નથી.

યુગપ્રભાવ કહો કે ગમે તે કહો પણ આગળના સમયની તે શ્રદ્ધા, તે માન્યતા અને તે ધાર્મિક પ્રવૃત્તિનો પ્રતિદિન એટલો તો હ્રાસ થતો ગયો કે પ્રાપંચિક વાતાવરણને પ્રભાવે જનસમાજની ધાર્મિક મનોવૃત્તિ કુંઠિત થઇ ગઈ અને તેથી ધર્મ એ વસ્તુને માટે હવે સ્વપ્ન સદૃશ ખ્યાલ રહી ગયો. છતાં પણ હજુ આર્યાવર્તમાંથી ધર્મ એ વિષય સદંતર નાશ પામે અથવા તેની પ્રવૃત્તિ તદ્દન નષ્ટ થાય એ માનવું તો અતિશયોક્તિ જેવુંજ ગણાય.

આ રીતે હજુ પણ ધાર્મિક વાતાવરણ ઘણે અંશે રહેલું છે અને તેમાં પણ ગ્રામ્ય જીવનમાં અથવા નાનાં શહેરોમાં તેની પ્રવૃત્તિ હજુ ચાલુ રહેલી છે એ આપણે માટે ભાગ્યનું ચિન્હ ગણી શકાય.

આપણા એ ધર્મ જીવનને સુદ્રઢ કરનાર અથવા તો બદ્ધમૂલ કરનાર આપણી સંસ્કૃત ભાષા છે. આપણા ધર્મનાં સર્વ પુસ્તકો સંસ્કૃત ભાષામાંજ લખાયલાં છે અને અત્યાર સુધી ધર્મ પ્રવૃત્તિ આપણી એ ભાષાથીજ થતી આવી છે.

કાલબલને અનુસરીને હવે એ સંસ્કૃત ભાષાનો સામાન્ય વર્ગમાં પઠન પાઠનનો પ્રચાર બહુ ઓછો થવાથી તેમ તે તરફ જનસમાજનું લક્ષ્ય પણ ઘણું ઓછું રહેલું હોવાથી ભાષા પુસ્તકો દ્વારાજ આજે સર્વ લોક તે વિષયક જ્ઞાન મેળવવા લાગ્યા છે. આ હેતુથીજ તેમજ સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઓછું હોવાથી અમુક અમુક જનહિતકારક ધાર્મિક વિષયોની ચુંટણી કરી. જનસમાજમાં અને તેમાં પણ સ્ત્રીઓમાં ધાર્મિક લાગણી વિશેષ પ્રવૃત્ત થાય એ હેતુથી એક અલ્પ પુસ્તક બહાર પાડવું એવી ઇચ્છા થએલી અને તે શુભ વાસનાથીજ ફલીત રૂપે આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં શિવસ્તુતિ, ગ્રહોનાં સારાં નઠારાં ફળ તથા સ્તોત્રો, દિનદશા, પિત્રાદિ દોષ, ગત વસ્તુ વિચાર, (શિવ સ્તુતિ સિવાયના બીજા વિષયો બાળબોધ જ્યોતિષમાંથી લેવામાં આવેલા છે), ગજેન્દ્રમોક્ષ તથા શિવ મહિમ્નસ્તોત્ર એટલા વિષયો આપવામાં આવેલા છે.

આમાંના વિષયોના મૂળ સંસ્કૃત શ્લોકોની ભાષા સંસ્કૃતજ રાખવામાં આવી છે પરંતુ સર્વકોઇ ગુજરાતી વર્ગને વાંચવામાં સરલ પડે એ હેતુથી તેની લિપિ ગુજરાતીમાં રાખવામાં આવી છે અને ત્યાર પછી તેનો અર્થ સમજવા માટે તેનો તરજુમો પણ આપવામાં આવેલો છે.

આમાં આપેલો જ્યોતિષનો વિષય તે જનસમુદાયને સામાન્ય રીતે ઉપયોગી થઈ પડે તેટલોજ બાલબોધમાંથી લેવામાં આવ્યો છે અને તે અર્થ સહિત આપવામાં આવ્યો છે. અને બાકીનાં સ્તોત્રો વિગેરે નિત્ય પાઠ માટે ઉપયોગી થાય તેટલા માટે તે સાથે આપવામાં આવેલાં છે.

આના સંશોધનને માટે વિવેકપુરઃસર વાંચક વર્ગને જણાવીજ દેવું જોઇએ કે કેટલાંક ખાસ કારણને અંગે જોઇએ તેવું સંશોધન થઇ શકયું નથી અને તે માટે વાંચકવર્ગ તે તરફ ક્ષમાશીલ વૃત્તિથી દુર્લક્ષ્ય કરશે એવી આશા રાખીએ તો અયોગ્ય નથી.

ટુંકમાં આ પુસ્તક એક હૃદયની ખાસ ઊર્મિ ઉભી થતાં જનકલ્યાણના સદ્‌ભાવના હેતુ ખાતર બહાર પાડવામાં આવ્યું છે તો જનસમાજ જો તેને યોગ્ય સન્માન આપશે તો અમારા એ પ્રયત્નને અમે સફળ થયો સમજીશુ અને તેથી જે ઊર્મિથી એ બહાર પાડવામાં આવ્યું છે તે ઊર્મિ સંતોષના રૂપમાં પરિણામ પામતાં તેમાંથી વળી કોઇ અન્ય ફળ ભવિષ્યમાં જનસમાજને અર્પવા અમે સમર્થ થઈશુ એવી આશા સહિત વિરમીએ છીએ.

# અનુક્રમણિકા.

PAK-SASTRA (પાકશાસ્ત્ર): *By G. S. Lalita Gavri Samrao, and G. S. Vimla Gavri Maganlal, of Nadiad. Printed at the Union Press, Bombay. Cloth cover, pp. 285. Price Rs. 3-0-0 (1923).*

## અભિપ્રાયો.

---

### THE MODERN REVIEW.

**December, 1923.**

"This book is written by two Hindu ladies and thus a guarantee of the fact that whatever is stated there, comes from the most intelligent quarters and that the writers themselves being so to speak in the line of chefs, the recipes given are the result of their personal experience. The book is necessarily confined to vegetable preparations, but the number and variety given are so large as to bewilder one. Sweets, chutnies, pickles, sherbets and other toothsome viands have not been neglected. Weights and measures are carefully given and prescribed and hints on cleanliness and its preservation in the kitchen and the materials to be used therein have not been passed over. We think, the book is likely to prove greatly useful and popular."

## નવરાસ, નવેમ્બર ૧૯૨૩.

" બેહનો ગંગા સ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગંગા સ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્નફળ શાકની તરેહવાર વાણીઓ કેવી રીતે પકાવવી, તે અન્નફળ શાકનાજ ખોરાકપર ગુજારો કરનારા વેજીટેરીયનો—જેઓમાં મારી જાણ પ્રમાણે પારસી બાનુઓ તથા ગ્રહસ્થોનો હાલમાં ઘણો વધારો થતો જાય છે—માટે પકવાનપોથી અથવા **પાકશાસ્ત્ર**ના નામથી ૨૮૫ સફાનું એક અતિ કિમતી પુસ્તક બાહેર પાડયું છે કે જે મારા વિચાર પ્રમાણે વેજીટેર્યનોને માટે ઘણુંજ ઉપયોગી હોવા સાથે ગોયા તેમની એક ઘણી અગત્યની ખોટ પુરી પાડે છે. અનેક તરેહના અન્નફળ શાકના ખોરાકો જો સારી રીતે પકાવેલા હોય છે, તો તે ખાનારને ઘણાજ સ્વાદિષ્ટ લાગવા સાથે સ્વાદ ભરેલા રસો ચાખવાને મળે છે અને એક મારા ઇષ્ટ મિત્રને મેં એ ઉપલી મારી પર આવેલી ચોપડી ભેટ આપતાં તેમનાં કુશલ મોહોરદારને તે એટલી બધી ગમી ગઇ છે કે તેઓ તેમાંથી દરરોજ નવી નવી વાણીઓ પકાવીને ખાય છે અને તેમનાં જણાવ્યા પ્રમાણે તેમને આગળ અન્નફળ શાકના ખોરાક પાછળ જેટલો ખર્ચ થતો હતો તેના કરતાં તેમને ઘણો ઓછો ખર્ચ બેસે છે. ઘેરના માણુસોની ખાવા પિવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્રીઓની રસોઈ પકાવવાની કુશળતા ઉપર રહેલો છે, પણ તેમાં હાલ ઘણી ન્યુનતા જોઇ શકાય છે. આગલા વખતમાં સ્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇ કરવા ઉત્તમ પ્રકારે જાણુતાં હતાં, પણ

હાલમાં દરેક કોમની સ્ત્રીઓમાં એ પ્રકારનાં શિક્ષણમાં બહુજ ખામી જોવામાં આવે છે, પણ જેમ એક ઘણી વિદ્યાવાલા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે અને તેજ તેનું ભૂષણુ થાય છે, તેમ સ્ત્રીઓને જો સારી રસોઈ કરતાં આવડે છે, તો તેથી તેમનાં માન પ્રતિષ્ઠામાં પણ ઘણો વધારો થાય છે. મરદોએ ખરિદી આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને તેમને જમાડવા, એ તો એક સ્ત્રીનો ધંધોજ છે, પણ જો ઉપલા આર્ટમાં એક સ્ત્રી કાચી યા પછાત પડેલી જણાય તો તેનામાં સમાયલાં ભંડોલની ત્યાંજ પરિક્ષા થઇ જાય છે. પારસી કોમની કોલેજમાં તાલિમ મેળવતી છોડીઓમાંના ઘણા મોટા ભાગને આજે એક ઇંડુબી કરતાં આવડતું નથી, એમ હું હિમતથી કહી શકું છું અને તેથી તેવીઓને માટે ઉપલાંના જેવી પકવાન પોથીઓની વિશેષ જરૂર હું જોઉં છું. મારા વિચાર પ્રમાણે આપણા કુટુંબના બાનુઓનાં 'ગાઇડન્સ' માટે ઉપલાં પુસ્તકની એકેક નકલ ઘરેઘર અવશ્ય મોજુદ હોવી જોઇએ."

---

## યુગધર્મ, જેઠ ૧૯૭૯.

" આ ઉપયોગી પુસ્તકની પ્રસ્તાવનામાં રસોઈની વ્યવસ્થા, પાક સંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થો, જેવા કે:—દૂધ, ખાંડ, મધ, આટો વગેરેની પરીક્ષા કરવાની રીત પણ બતાવેલી છે. પુસ્તક મોટું છે અને તેમાં અનેક પ્રકારની વાનીઓ બનાવવાની વિગતો આપેલી છે."

## ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય—ભાદ્રપદ ૧૯૭૯.

"ઈશ્વરકૃત સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓનાં જીવનનો મુખ્યતર આધાર તેમને માટે નિર્માણ કરેલા આહાર કરવા યોગ્ય પદાર્થો પર અવલંબીને રહેલો છે અને તેમાં પણ મનુષ્યના આહારની રસિકતા અથવા વિશિષ્ટતા હમેશાં ઉંચા પ્રકારની પ્રભુએ ઘડેલી છે. હવે એ આહાર કે જેના પર મનુષ્યના પ્રચલિત વ્યવસાયના આધારરૂપ શરિરમાં રહેલી રસાદિ સાત ધાતુઓનો આધાર રહેલો હોય છે તેમાં જો કોઇપણ પ્રકારે વિકૃતિ થાય તો મનુષ્યોની તે ધાતુઓ પણ વિકાર પામે અને તેથી મનુષ્યની પ્રકૃતિ પણ વિકાર પામતાં મનુષ્ય વિવિધ પ્રકારના રોગોથી પીડિત થાય એમાં આશ્ચર્ય નથી.

આથી આહાર હમેશાં નિયમિત તથા વિવિધ પ્રકારની વસ્તુઓના સંમિશ્રણથી યુક્ત અને રૂચિકર હોવો જોઇએ કે જેથી મનુષ્ય પોતાના શારીરિક સામર્થ્યની સિદ્ધિ મેળવી શકે.

આ સર્વ જોતાં ગં. સ્વ. બ્હેન લલિતાગૌરી તથા ગં. સ્વ. બ્હેન વિમલાગૌરીએ બનાવેલું '**પાકશાસ્ત્ર**' નું પુસ્તક આહારની વિવિધ પ્રકારની ચાલુ અથવા સામાયિક વાનીઓ બનાવવા માટે અત્યંત ઉપયોગી છે. એમ કહ્યા સિવાય ચાલતું નથી. જો કે પ્રકૃતિની વિરૂદ્ધતાના હેતુથી વસ્તુ માત્રમાં કોઈ કોઈ વસ્તુની વિશેષતા અથવા ન્યુનતા કોઇને જોવામાં આવે એ સ્વભાવિક છે છતાં પણ એમાં આવેલી પ્રક્રિયા જોતાં એ પુસ્તક ઉત્તમજ ગણી શકાય. અને વેજીટેબલ પારસીઓ, યુરોપીઅનો અને મુસલમાનો

વિગેરે તમામ પ્રજાને ઘણું ઉપયોગી નીવડશેજ—અને તમામ કોમની સ્ત્રીઓ આ પુસ્તકથી ઘણી સંતોષ પામશેજ.

આ પાકશાસ્ત્રના પુસ્તકમાં લગભગ ૨૮૫ વસ્તુઓ બનાવવાનો સમાવેશ કરવામાં આવ્યો છે જેમાં ચાલુ ખોરાકીની વસ્તુઓ જેવી કે વિવિધ જાતનાં ભાત, રોટલી, શાક વિગેરે તેમજ ચટણી, મુરબ્બાઓ, પાકો, તથા વિવિધ પ્રકારની મીઠાઈઓ વિગેરે આપવામાં આવ્યું છે સાથે ઘર ઉપયોગી રસોઈ કળા, પાક સંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થોની પરીક્ષા તથા ખોરાક સંબંધી કેટલીક ટુંકી સૂચનાઓ પણ આપવામાં આવેલી છે કે જે ઉપયોગી થઈ પડે તેવી છે. રસોઈની કળામાં અનભિજ્ઞ એવી પ્રથમ ગૃહીણીને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડે એમ માનવામાં અતિશયોક્તિ નથી. અને તેથી ગુજરાતની ગૃહિણીઓ પાક કળામાં કુશળ છે એવી સાર્વજનીક માન્યતાની સત્યતાને આ પુસ્તક દ્રઢતર રીતે પુરવાર કરે તો તેમાં કાંઈ નવાઇ નથી.

અન્તમાં જણાવવું જોઇએ કે આ બંને બેનોએ પોતાના સમયનો સદુપયોગ કરી ગુજરાતની ગૃહિણીઓની સેવા અર્થે આ જે પુસ્તક બહાર પાડયું છે તે તેમનો પ્રયત્ન સ્તુત્ય છે. અને ઇચ્છી શકીએ કે આવી જાતની સેવા કરવા અન્ય બહેનો પણ તત્પર થઈ સમયનો સદુપયોગ કરી જીવનનું સાફલ્ય કરે.”

---

# સ્ત્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

| | |
|---|---|
| અમર ચરિત્ર. ભા. ૧–૨–૩–૪. ... | ૧૬ ૦ ૦ |
| સરસ્વતિચંદ્ર. ભા. ૧–૨–૩–૪ ... | ૧૨-૧૨-૦ |
| સતિધર્મ પતિસેવા. ભા. ૧–૨. ... | ૫ ૮ ૦ |
| પતિવૃતા સતિઓ. ( સચિત્ર ) ... | ૩ ૮ ૦ |
| પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર. ... | ૩ ૦ ૦ |
| ભરત ગુંથણુ. | ૨ ૦ ૦ |
| વેતરવા તથા શીવવાની કળા. ... ... | ૨ ૦ ૦ |
| ગુંથળ કળા ભાગ. ૨જો તથા ૩જો. .. | ૫ ૦ ૦ |
| લીલાવતી જીવન કલા. | ૧ ૮ ૦ |
| ઝાંસીની રાણી. ... | ૩ ૦ ૦ |
| ગુજરાતની જુની વારતા... ... | ૩ ૦ ૦ |
| પૃથુરાજ ચૌહાણુ અને ચંદબરદાઇ. ... | ૩ ૦ ૦ |
| વહુને શીખામણુ. ... | ૧ ૪ ૦ |
| સતી મંડળ. ભા.૧–૨. | ૭ ૦ ૦ |
| પંચરત્ન ગીતા. ... | ૨ ૦ ૦ |
| ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા. ... | ૧ ૦ ૦ |
| સ્ત્રી હિત શિક્ષક. ... | ૪ ૦ ૦ |
| વનિતા વિનોદ. ... | ૨ ૮ ૦ |
| કુસુમાવલી. ... | ૧-૧૨-૦ |
| અરેબીયન નાઇટસ.... | ૧૦ ૦ ૦ |
| કરણ ઘેલો. ... | ૨ ૮ ૦ |
| કથા સરિત્સાગર. ભા. ૧–૨. ... | ૬ ૦ ૦ |
| નવલગંગા. ભા. ૧–૨. | ૪ ૦ ૦ |
| પ્રેમાનંદ કાવ્ય. ... | ૫ ૦ ૦ |
| મણી અને મોહન. ... | ૨ ૮ ૦ |
| પ્રવીણુસાગર મ્હોટો. અસલી. ... | ૧૨ ૦ ૦ |
| ત્રિરત્નગીતા. ... | ૦-૧૦-૦ |
| પ્રેમઘેલી પન્ના. .... | ૩ ૮ ૦ |
| મ્હારી કમલા અને બીજી વાતો. ... | ૧ ૮ ૦ |

# નવ ગ્રહની વીધી અને
# પાર્થીવ પૂજન.

---

## પ્રાતઃકાળની પ્રાર્થના.

(ગઝલ).

પ્રભુજી? જન્મનાદાતા? તમે સાચા પિતા માતા;
તમે આશા, તમે ઈચ્છા? અમારી છો તમે શાતા?
શશી ને સુર્ય–ગ્રહ–તારા, રચ્યાં બહુ માળખાં ન્યારાં,
નિયમ બાંધી ચલવનારા, તમે તેના અધિષ્ઠાતા?
તમે ધન–માલ–દોલતમાં, તમે છો સર્વ દૈવતમાં,
અમારા શાક્ષી ચેતનમાં, તમે આત્મા તમે જ્ઞાતા?
કરી ફલ ફુલની લ્હાણી, રચ્યાં પ્રેમે પવન પાણી,
ઉજાણી માણુતાં પ્રાણી, તમારા સર્વ ગુણ ગાતા?
નિરખવાને નયન દીધાં, અટન કરવા ચરણ કીધા,
રટન માટે વદન દીધાં, તમારા સૌ ભજન ગાતા?
વિવીધ સુખ સાધનો ન્યારાં, કરૂણાના પૂર્યા કયારા,
ભુલી ઉપકારને પ્યારા, બને છે મૂર્ખ મદમાતા.
પિતાજી? બુદ્ધિના દાતા, કરો કાંઇ પ્રેરણા જ્ઞાતા;
તમારા રૂપને ધ્યાતા, બને ભકતો બધા ભ્રાતા?

સંપૂર્ણ.

## દ્રઢતા વિષે.

( ભજન ).

કહેવત નહીં ખોટી, માથુ મૂકે તે માલ ખાશે;
વેઠ્યા વિણ દુખડાં, સુખડાંનું મોઢું ના જોવાશે.
તપમાં વિઘ્નો લાખ નડે, દેવો પણ દુશ્મન થાશે,
ઇચ્છિત વસ્તુ આવી મળશે, દ્રઢતાથી જો તપ સધાશે—કહેવત૦
દુ:ખમાં દુશ્મન આવી મળશે, વાયુ પણ વિપરીત વ્હાશે,
સત્ય સુકાન નહીં ડગમગશે, શ્રી હરી સહાયક થાશે—કહેવત૦
વાદળાં ઘનઘોર વિના, નહી મેઘ થકી વરસાશે,
ગર્જન-તર્જન-નૃત્ય વિના, કહો મિજલસ કેમ સુહાશે—કહેવત૦

સંપૂર્ણ.

---

## શ્રી શિવસ્તુતિ.

સ્ફુટં સ્ફટિકસપ્રભં સ્ફુટિતહારકશ્રીજટં
શશાંકદલશેખરં કપિલફુલ્લનેત્રત્રયમ્ ।
તરક્ષુવરકૃત્તિમદ્દ્ભુજગભુષણં ભૂતિમ
ત્કદાનુ શિતિકંઠ તે વપુરવેક્ષતે વીક્ષણમ્ ॥ ૧ ॥

**અર્થ:**—જેમનુ વર્ણ સ્ફાટિક પ્રમાણે ગૌર છે; અગ્નિમાં તપાવેલા સોના પ્રમાણે જેમની શ્રી જટા શોભે છે; જેમના મસ્તક ઉપર અર્ધ ચદ્ર શોભે છે; જેમનાં ત્રણે નેત્ર પીળાં પરંતુ વિકસિત છે; ઉત્તમમાં ઉત્તમ વાઘનું ચર્મ અથવાતો ઉત્તમમાં ઉત્તમ હાથીનુ ચર્મ જેમણે પહેર્યુ છે; જેમનો અલંકાર સર્પ છે; અને જેઓ ઐશ્વર્યથી ત્રિપૂર્ણ છે એવા હે શ્રી નીલકંઠ મહાદેવ? મારાં નેત્ર તમારૂં સ્વરૂપ સ્પષ્ટ રૂપે ક્યારે જોવા પામશે?

ત્રિલોચન વિલોચને લસતિતે લલામાયિતે
સ્મરો નિયમઘસ્મરો નિયમિનામભૂદ્દસ્મસાત્ ।
સ્વભક્તિ લતયા વશીકૃતવતિ સતિ પાર્વતી
સ્વભક્તવસતો ભવાનપિવશી પ્રશીદ પ્રભો ॥ ૨ ॥

**અર્થ:**—ત્રણ નેત્રવાળા હે પ્રભો? સહુ કાંઈ તમારે આધીન છે. **સ્વભક્તિ** રૂપ લતાના યોગથી મહા સતી પાર્વતીએ તમને વશ કર્યા છે અને તમારાં આભૂષણરૂપ ત્રણ નેત્ર પ્રકાશિત થતાં, નિયમમાં રહેનારાંઓનાં મન ડોલાવનારા કામદેવને બળીને ભસ્મ થવું પડયુ છે, એવા હે ભક્ત વત્સલ પ્રભો? મારા ઉપર પ્રસન્ન થાઓ.

મહેશ મહિતોડસિ તત્પુરૂષપુરૂષાગ્યો
ભવાનઘોરરિપુઘોરતેડનવમ વામદેવાંજલિઃ ।
નમઃ સપદિજાત તે ત્વમિતિ પંચરૂપો ચિત
પ્રપંચચય પંચવૃન્મમ મનસ્તમસ્તાડય ॥ ૩ ॥

**અર્થ:**—હે મહેશ? તમે પૂજ્ય છો. ભયનો નાશ કરનારા શત્રુઓનું સંહાર કરનારા હે શ્રેષ્ટ સુંદર દેવ? તમને નમસ્કાર હો ઈન્દ્રાદી દેવો કરતાં પણ તમે સૌથી શ્રેષ્ટ દેવ છો ભકતો તમારી પંચ પ્રકારની પૂજા કરે છે એ રીતે મારા પાંચ પ્રકારનાં મનને તમે વિસ્તૃત કરો અને મારા અજ્ઞાનનો નાશ કરો.

સહસ્રનયનો ગુહઃ સહ સહસ્રરશ્મિર્વિધુ
ર્બૃહસ્પતિરૂતાપ્પતિઃ સસુર શિદ્ધ વિદ્યાધરાઃ ।
ભવત્પદપરાયણાઃશ્રિયમિમાયયુ; પ્રાર્થિતાં ભવાન્
ર્ભૃસુરતરૂશં દિશ શિવાં શિવાવલ્લભ ॥ ૪ ॥

**અર્થ:**—તમારાં ચરણની સેવામાં અત્યંત નિમગ્ન થઈ જનાર ઈન્દ્ર, કાર્તિક-સ્વામી, સુર્ય, ચંદ્ર, બૃહસ્પતિ, વરૂણ, દેવ, સિદ્ધ, વિદ્યાધર—એ સર્વને સ્વપદ પ્રાપ્તિરૂપ ઐશ્વર્ય મળ્યાં છે; કારણ પ્રાર્થના કરનારાઓના તમે કલ્પવૃક્ષ છો. તે હે ગિરિજાપતિ? તમારી મંગળદાયક દ્રષ્ટિ મારા ઉપર કરો.

**નમઃ શિવ શિવાશિવાશિવશિવાર્થ કૃતાંશિવં**
**નમોહરહરાહરાહર હરાંતરીં મે દશમ્ ।**
**ભવાન્નમો ભવભવાભવપ્રભવભુતયે મે**
**મૃડનમો નમો નમ ઉમેશ તુભ્યં નમઃ ॥ ૫ ॥**

**અર્થ:**—હે મગળમય, હે પાર્વતિ ઈશ, હે અમંગળનુ મંગળ કરનારા શિવ પ્રભો? તમને નમસ્કાર હો! મારા અકલ્યાણનો નાશ કરો. હે હરહરી? તમને નમસ્કાર હો. પ્રતિ દિવસ મારી અતર દ્રષ્ટીનુ હરણ કરો. હે ભવા? નારાયણના સ્વરૂપ રૂપ હે શકર, ઐશ્વર્ય પ્રાપ્તિ થવા માટે હુ તમને નમસ્કાર કરૂ છુ. હે મૃડ: તમને નમસ્કાર છે. હે ઉમાપતિ? તમને હુ નમન કરૂ છુ.

**લલિત ચન્દ્ર નિભાનન સસ્મિતં**
**શિવપદ શિવદં સ્મરતાં શિવમ્ ।**
**વિશય કોટિ તડિત્પ્રભયા યુતં**
**શિવિજ્યા શિવદા શિવયાયુતમ્ ॥ ૬ ॥**

**અર્થ:**—લલિત ચન્દ્ર પ્રરાણે જેમનું મુખ હાસ્ય કર્યા કરે છે; જેમનુ સ્વરૂપ મગલપ્રદ છે; કરોડોની સખ્યામાં સ્વચ્છ વિદ્યુલ્લતા પ્રમાણે જેમની કીર્તી પ્રસરેલી છે; જેમની સમિપમાં હમેશાં સર્વદા, મગળપ્રદા પાર્વતીજી છે એવા શ્રી શકરનુ હમેશાં પ્રાણી માત્રે સ્મરણ કરવુ.

**નટન નાટ્ય નટં નટ ગાયકમ્**
**જન મુકુંદ જલ જાયત લોચનં ।**
**ભુજગ ભુષણ ભૂષિત વિગ્રહં**
**પ્રણુમ હે જન તે જન વલ્લભ ॥ ૭ ॥**

**અર્થ:**—જેઓ નટન નાટય નટ છે; નટ ગાયક છે; જન મનને આનંદદાયક છે; કમળ પ્રમાણે જેમનાં નેત્ર વિસ્તૃત છે; જેમણે પોતાનું શરીર આખુએ સર્પોથી અલકૃત કર્યુ છે અને લોકોમાં જેઓ પ્રિય દેવ છે. તેવા શ્રી શંકર મહાદેવજીને વંદન છે.

## મંગલાચરણમ્

યસ્ય મૂર્ઘ્નિ દુરેખા ચ વલયં આખુ ભુગ હ્યાપિ ।
તંન મસ્કૃત્ય દેવેશં ટીકા શું દ્ધા કરોમ્યહમ્ ॥ ૧ ॥

**અર્થ:**—જેમના મસ્તકને વિષે ચંદ્રની રેખા અને હસ્તને વિષે સર્પના આકારનુ બાજુબંધ શોભિ રહ્યાં છે. એવા તે દેવના દેવ શ્રી શકરને નમસ્કાર કરીને હું શુદ્ધ ભાષાવાળી ટીકા કરૂં છુ. ॥ ૧ ॥

---

## અથ સૂર્યફલમ્

( પ્રથમ સારા સૂર્યનું ફળ માલિની છંદથી કહે છે. )

૧૦ ૬ ૧૧
સહજ દશમ ષષ્ઠે લાભગે યાતિ સૂર્યે
ધન યશ નૃપ માન્યં સર્વકાર્યેષુસિદ્ધિમ્
શુભ મતિ મખિલાર્થ બંધુ વર્ગેપિ સૌખ્યં
સુત સુખ લાભં પુણ્ય વૃધ્ધિં કરોતિ ॥ ૧ ॥

**અર્થ:**—જો ત્રીજો, દશમો, છઠ્ઠો કે અગીઆરમો જન્મરાશીથી કે નામરાશીથી જોવો. પ્રથમ કઈ રાશીનો સુર્ય ચાલે છે તેનો નિશ્ચય કરવો. પછી હરકોઈ માણસે પોતાની રાશી ચાલતી રાશીના સુર્ય આવે તો જેષ્ઠ સારો જાણવો ( તે શ્રેષ્ટ સૂર્યનું ફળ નીચે પ્રમાણે ).

ધન તથા યશની પ્રાપ્તિ થાય રાજા તરફથી માન મળે સવ કાર્યમાં સિદ્ધિ થાય ઉત્તમ બુદ્ધિનો લાભ થાય પુષ્કળ દ્રવ્ય સહિત કુટુંબ વર્ગને વિષે સુખ પ્રાપ્ત થાય તેમજ પુત્રનું સુખ ધનનો લાભ અને પુન્યની વૃદ્ધિ પણ એ સારા સૂર્યનુંજ કરે છે.

## નડતા સુર્યનું ફળ.

( ઇંદ્રવજ્રા છંદથી કહે છે )

૧ ૧૨ ૭ ૨ ૪
જન્માત્ય સત્ય દ્વિ ચતુર્થ સંસ્થો ।
૫ ૮ ૯
પંચાષ્ટ કે વૈ નવમેડપિ ભાનું: ॥
રોગ ચ શોકં ભયભગ્નિપીડાં ।
વ્યાધિ પ્રવાસં કુરૂતેડર્થ હાનિમ્ ॥ ૨ ॥

**અર્થ:**—જન્મરાશીથી કે નામરાશીથી નડતા સૂર્યનુ પોતાની રાશીથી ગણતા જો **પહેલો,** બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો, નવમો, અને બારમો, **સૂય** આવે તો તે નઠારો જાણવો. ( તેનુ ફળ નીચે પ્રમાણે ).

શરીરે પીડા કઈ થાય રોગ ઉત્પન્ન કરે તેમજ શોક અને ભય અને અગ્નિ સંબંધી પીડા કરાવે વળી વ્યાધી પ્રવાસ અને દ્રવ્યની હાની પણ કરે છે. પરદેશ જવાનું પણ થાય.

ઉપર લખેલા મુજબ સૂર્ય નડતો હોય તો નીચેનો સૂર્યસ્ય મંત્ર ભણવો ?

જપાકુસુમસંકાશં કાશ્યપેયં મહાદ્યુતિમ્ ।
તમોરિં સર્વપાપઘ્નં પ્રણતોડસ્મિ દિવાકરમ્ ॥ ૧ ॥
ગહાણામાદિરાદિત્યોલોકરક્ષણકારક: ॥
વિષમસ્થાન સંમ્ભૂતાં પીડાં હરતુ મે રવિ: ॥ ૨ ॥

ઉપર મુજબ હમેશાં પ્રાતકાળમાં નાહી સ્વચ્છ કપડાં પેરી આસન પર બેસીને સૂર્યનો મંત્ર ભણવો. તેના જપ ૭૦૦૦ કરવા. અથવા સારા વિદ્વાન બ્રાહ્મણો પાસે કરાવી તેમને બ્રહ્મભોજન કરાવવું. તો તેનું ફળ મલ્યા વગર રહેતું નથી.

## સૂર્ય દાનમ્

**માણિક ગોધુમ સવત્સ ધેનું, કુસુભ વસ્ત્રમ્ ગુડ હેમ તમ્રમ**
**આરક્તે કે ચંદન પંકજે ચ વદન્તિ દાનમ્હિ પ્રદી ધામી ।**

માણેકનુ (લાલ નગ) ની ઘણાં સ્ત્રી, પુરૂષો વીંટી કરાવી તેનું અનુષ્ટાન કરાવીને પોતાની ટચલી હાથની આંગળીએ પહેરે છે. તેનાથી પણ શાંન્તી થાય છે.

### "દાન."

માણેક, ઘઉં વાછરડા સહિત ગાય, રાતુ વસ્ત્ર, ગોળ, સુવર્ણ, તાંબું, રક્તચંદન, અને કમળ એ સર્વનુ દાન સૂર્યને અર્પણ આપવુ. જે અરપો તે મનને શ્રદ્ધા રાખીને દાન જપ કરાવશો તો સૂર્ય સબંધી ચિંતા દૂર થશે?

### જપ સંબંધી વિધી.

મધ્યે વર્તુલાકાર—અ. ૧૨—કલિ દેશમાં જનાકાશ્ય ગોત્ર રાતોવણ સિંહરાશીનો સ્વામી જપની સંખ્યા કુલ ૭૦૦૦.

---

## સૂર્યનો પાઠ.

### (આદિત્ય સ્તોત્રમ્.)

**શ્રી ગણેશાય નમઃ ॥ ॥**

**નવગ્રહાણાં સર્વાષાં સૂર્યાદીના પૃથક પૃથક્ ।**
**પીડા ચ દુસહા રાજર્જ્યતે સતંત નૃણામ્ ॥ ૧ ॥**

**પીડાનાશાય રાજેન્દ્ર નામાનિ શ્રૃણુ ભાસ્વતઃ ।**
**સૂર્યાદીનાં ચ સર્વેષાં પીડા નસ્યતિ શૃણ્વત : ॥ ૨ ॥**

**આદિત્યઃ સવિતા સૂર્યઃ પૂર્ષાર્કઃ શઘ્રગો રવિઃ ।**
**ભગસ્ત્વષ્ટાડર્યમા હંસો હેલિસ્તેજોનિધિર્હરીઃ ॥ ૩ ॥**

દિનનાથો દિનકરઃ સપ્તસપ્તિઃ પ્રભાકરઃ ।
વિભાવસુર્વેદકર્તા વેદાંઙ્ગો વેદવાહન ॥ ૪ ॥

હરિશ્વદઃ કાલવક્રઃ કર્મ સાક્ષી જગત્પતિઃ ।
પદ્મિનીબોધકોભાનુર્ભાસ્કરઃ કરૂણાકર : ॥ ૫ ॥

દ્વાદશાત્મા વિશ્વકર્મા લોહિતાઙ્ગસ્તમોનુદઃ ।
જગન્નાથોઽરવિન્દાક્ષઃ કાલાત્મા કશ્યપાત્મજ : ॥ ૬ ॥

ભૂતાશ્રયો ગ્રહપતિઃ સર્વ લોકનમસ્કૃતઃ ।
જપા કુસુમ સંકાશો ભાસ્વાનદિતિ નન્દંનઃ ॥ ૭ ॥

દવાન્તેભ સિંહઃ સર્વાત્મા લોક નેત્રો વિકર્તનઃ ।
માર્તણ્ડો મિહિરઃ સુરસ્તપનો લોક તાપનઃ ॥ ૮ ॥

જગત્કૃર્તા જગત્સાક્ષી શનૈશ્ચર પિતા જયઃ ।
સહસ્રર સ્મિસ્તરણિ ર્ભગવાભક્ત વત્સલઃ ॥ ૯ ॥

વિવસ્વાનાદિ દેવેશ્ચ દેવ દેવો દિવાકરઃ ।
ધનવન્તરિ વ્યોધિ હર્તાધ્ધુ કૃષ્ટ વિનાશનઃ ॥ ૧૦ ॥

ચરા ચરાત્મા મૈત્રયોઽ ભિતો વિષ્ણુ વિંકર્તનઃ
કોક શોકાય હર્તા કમલાકરઆત્મભુ : ॥ ૧૧ ॥

નારાયણો મહાદેવો રૂદ્રઃ પુરૂષઇશ્વરઃ ।
જીવાત્મા પરમાત્મા ચ સુક્ષ્માત્મા સર્વતોમુખ : ॥ ૧૨ ॥

ઈન્દ્રોઽ નલો યમશ્ચૈવ નૈર્ઋશિતો વરૂણોઽનિલ : ।
શ્રીદ ઇશાન ઈન્દુશ્ચ ભૌમઃ સૌમ્યો ગુરૂ : કવિ : ॥ ૧૩ ॥

શૌરિર્વિધુન્તુદઃ કેતુંઃ કાલઃ કાલાત્મકો વિભુઃ ।
સર્વદેવમયોદેવઃ કૃષ્ણુઃ કામપ્રદાયકઃ ॥ ૧૪ ॥

ય એતૈર્નામાત્ર મૅર્ત્યો ભકત્યા સ્તૌતિ દિવાકરમ્ ।
સર્વપાપવિનિર્મુક્તઃ સર્વરોગવિવર્જિતઃ ॥ ૧૫ ॥

પુત્રવાન્ધનવાન્ શ્રીમાઞ્જાયતે સ સંશયઃ ।
રવિવારે પઠે ધસ્તું નામાન્યેતાની ભાસ્વતઃ ॥ ૧૬ ॥

પીડાશાન્તિર્ભવેત્તસ્ય ગ્રહાણાં ચ વિશેષત : ।
સદ્યઃ સુખમવા પ્નોતિ ચાયુ દીર્ઘં ચ નીરૂજમ્ ॥ ૧૭ ॥

ઇતીશ્રી ભવિષ્યપુરાણે આદિત્યસ્તોત્રં સંપુર્ણમ્ ॥

---

## ॥ અથ ચંદ્રફલમ્. ॥

### સારા ચંદ્રનું ફળ.

( ઈન્દ્રવજ્રા છંદ. )

૧ ૩ ૭ ૨ ૧૦ ૧૧
જન્મ ત્રિ સત્ય દ્વિ દશાય સંસ્થો ।

૬
ષષ્ઠો વિધુશ્ચાયિ કરોતી લાભમ્ ॥
દ્રવ્યાગમં મિત્ર સમાગમંચ ।
સદ્દબુદ્ધિ વૃદ્ધિં દ્વિજદેવ ભક્તિમ્ ॥ ૩ ॥

**અર્થ**:—જન્મરાશિથી કે નામરાશિથી ચંદ્રની દશા કેવી છે તે જોવું. પહેલો, બીજો, ત્રીજો, છઠ્ઠો, સાતમો, દશમો, અગીયારમો, ચંદ્ર આવે તો તે ઘણોજ સારો છે તેમ સમજવું. તે ચંદ્ર દ્રવ્યનો લાભ કરાવે છે. મિત્રનો સમાગમ પણ સારો થાય છે. બુદ્ધિની વૃદ્ધિ અને બ્રાહ્મણ તથા દેવોની ભક્તિ કરાવે છે.

---

## નડતા ચંદ્રનું ફળ.

(વસંતતિલકા છંદ.)

૯ ૪ ૫ ૮ ૧૨
ધર્માબ્ધિ ગશ્ચ સુતરંધ્ર ગતો વ્યયસ્થો. ।
દ્રવ્યાર્થ હાની મખિલાં કુરૂતેડપિ ચંદ્રઃ ॥
ચૌહાગ્નિ ભીતી વધ બંધ યુતં કરોતિ. ।
હાનિં વિયોગ ભયદુઃખ યુતં કરોતિ ॥ ૪ ॥

**અર્થ**:—જન્મરાશિથી કે નામરાશિથી નડતા ચદ્રની દશા હોય તે ચોથો, પાંચમો, આઠમો, નવમો, અને બારમો, ચંદ્ર આવે તો તે નઠારો સમજવો. તે ચંદ્રથી દ્રવ્યની હાની થાય, ચોર તથા અગ્નિનો ભય થાય. શસ્ત્રથી પીડા થાય ને કલેશ થાય અને અંતઃકરણમાં ચેન પડે નહી.

શુકલ પક્ષમાં જન્મરાશિથી અથવા નામરાશિથી બે, પાંચ, નવ, એટલામાં ચદ્ર હોય અને કૃષ્ણપક્ષમાં ચાર, આઠ, બાર, એટલામાં ચદ્ર હોય તો તે સારો સમજવો. માતા જેમ પોતાના બાળકનું રક્ષણ કરે છે તેમ ચદ્ર તે માણસનુ રક્ષણ કરે છે.

નડતા ચંદ્ર માટે ઉપર પ્રમાણે હોય તો નીચેના મંત્ર ચંદ્ર સારૂ ભણવો.

## ચંદ્રસ્ય મંત્ર:

દધિઙ્ખતુષારાભં ક્ષીરોદાર્ણવસવભમ્ ॥
નમામિ શશિનં સોમં શંભો મુગ્કુટ ભૂષણમ્ ॥ ૧ ॥
રોહિણીશઃ સુધામૂર્તિઃ સુધાગાત્રઃ સુધાશન : ॥
વિષમસ્થાનસંભૂતાં પીડાં હરતુ મે વિધુ : ॥ ૨ ॥

ઉપર મુજબ હમેશાં પ્રાતકાળમાં નાહી સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેસીને ચદ્રનો મત્ર ભણવો. તેના જપ ૧૧૦૦૦ કરવા પણ તેની વિધી નીચે પ્રમાણે કરવી.

## અથ ચંદ્ર દાનમ્.

સદ્વંશ પતને સ્થિતતડુંલાશ્ચ કર્પુ મુક્તા ફલ શુભ વસ્ત્રમ્
ગવાચ યુંક્તં વૃષભંચ રોપ્યં ચંદ્રાય દયાત્ ઘૃત પૂર્ણ કુભમ્

**અર્થ**:—વાંસના પાત્રમાં ભરીને ચોખા, કપુર, મોતી, શ્વેત વસ્ત્ર (ધોળુ), ગાય સહિત વાછરડો, રૂપુ અને ઘીનો ભરેલો ઘડો એ સર્વ દાન ચદ્રને અર્થે આપવું, જેથી ચંદ્ર સંબધી પીડા નાશ થસે. પણ મનને શ્રદ્ધા રાખીને જે દાન જપ કરાવશો તો ચદ્રની નડતી દશા સંબંધી ચિંત્તા દૂર થયા વગર રહેશે નહી.

પોતાનાથી જપ ના થઈ શકે તો સારા વિદ્વાન બ્રાહ્મણને બોલાવી વિધી સહીત જપ કરાવી યથાશક્તિ દાન આપી બ્રહ્મ ભોજન કરાવવું.

### જપ સંબંધી વીધી.

અગ્નિકોણમાં ચોખડું મડળ અં—૪ યમુનાનાપ્રદેશમાં જન્મ આત્રેયસ્ ગોત્ર ધોળો વર્ણ કર્ક રાશીનો સ્વામિ જળ સખ્યા ૧૧૦૦૦ કરવા અગર કરાવવા. તેથી બની શકે સોમવાર એકવીશ કરીને હમેશાં એક ભોક્તા જમવું. ને દરેક સોમવારે બ્રહ્મભોજન યથાશક્તિ મુજબ એક બ્રાહ્મણને જમાડી દક્ષણા આપવી.

## ચંદ્રનો પાઠ

### ( ચંન્દ્રાષ્ટા વિંશતિ નામ સ્તોત્રમ્ )

**શ્રી ગણેશાય નમઃ**

ચન્દ્રસ્ય શૃણુ નામાનિ શુભદાનિ મહીપતે
યાનિ શ્રુત્વા નરો દુઃખાન્મુચ્યતે નાત્ર સંશય : ॥ ૧ ॥

સુધાકરશ્ચ સોમેશ્ચ ગ્લોરબ્જઃ કુમુદપ્રિય : ।
લોક પ્રિયઃ શુભ્રભાનુશ્ચન્દ્રમા રોહિણીપતિ : ॥ ૨ ॥

શશી હિમકરો રાજા દ્વિજરાજો નિશાકરઃ ॥
આત્રેય ઈન્દુઃ શીતાંશુરોષધીશઃ કલાનિધિઃ ॥ ૩ ॥

જૈવાતૃકો રમાભ્રાતા ક્ષીરોદાર્ણવસમ્ભવઃ ।
નક્ષત્રનાયકઃ શંભુશિરશ્ચૂડામણિર્વિભુઃ ॥ ૪ ॥

તાપહર્તા નભો દીપો નામાન્યેતાનિ યઃ પઠેત્ ।
પ્રત્યહં ભક્તિસંયુક્તસ્તસ્ય પીડા વિનશ્યતી ॥ ૫ ॥

ગ્રહાદીનાંચ સર્વેષાં ભવેચ્ચન્દ્રબલં સદા ॥ ૬ ॥

ઇતિ શ્રી ચંન્દ્રષ્ટા વિંશતિ નામ સ્તોત્ર સંપૂર્ણમ્ ॥

## અથ ભોમ ફલમ્.

(ઇન્દ્રવજ્રા છંદ)

જન્મરાશીથી અથવા નામરાશીથી સારા મંગળનું ફલ નીચે પ્રમાણે હોય તો તે જાણવુ.

૬ ૩
ષષ્ઠે ત્રિ લાભે ધરણી સુતસ્યાત્ ।
ગોભૂ હિરણ્યાં બરલાભ કારી ॥
શત્રુ ક્ષયં રાજ કૃપાં વિધત્ત ।
આરોગ્ય સૌખ્યું વિવિધં કરોતી ॥ ૫ ॥

**અર્થ:**—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં જો છઠ્ઠો, અને ત્રીજો, અગીયારમો, એટલામાં મગળ હોય તો દ્રવ્યનો લાભ થાય. જમીનનો અને સોનાનો અને વસ્ત્રનો લાભ થાય. તેમ શત્રુનો નાશ કરે છે, રાજ્યની કૃપા થાય છે, વળી શરીરે સુખ અને વિવિધ પ્રકારનાવે ભવન પણ પ્રાપ્ત થાય છે સારા મગળનુ ઉપર પ્રમાણે ફળ મળે છે

---

## નડતા મંગળનું ફળ

(આર્યા વૃત્ત)

૧ ૨ ૫ ૧૨ ૭ ૮ ૯ ૧૦
જન્માબ્ધિ પંચ દ્વાદશ સપ્તાષ્ટ નવ દ્વિતીય દશમેડપિ ।
વ્યાધિ વિદેશ ગમનં મિત્ર વિરોધં કુજ કુરૂતે ॥ ૬ ॥

જન્મરાશીથી કે નામરાશીથી પહેલો, બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો, નવમો, દશમો, અને બારમો, મગળ હોય તો તેને નડારો જાણવો. તે મંગળ શરીરે વ્યાધી કરાવે, ગુમડાં ઉત્પન્ન કરે, પરદેશ ગમન કરાવે, અને મિત્રની સાથે વિરોધ પણ કરાવે ને શત્રુ પણ ઉત્પન્ન થાય આટલા મગળ નડતા હોય તો તેને માટે મંત્ર ભણી જપ દાન કરાવવાં.

ઉપર લખવા મુજબ મગળ નડતા હોય તો નીચેનો મત્ર ભણવો.

## ॥ મંગલસ્ય મંત્ર. ॥

ધરણીગર્ભસંભૂતં વિધુત્કાન્તિસમપ્રભમ્ ॥
કુમારં શકિત્તહસ્તં તં મંગલં પ્રણુમામ્યહમ્ ॥ ૧ ॥

ભૂમિપુત્રો મહાતેજા જગતાંભયકૃત્સદા ॥
વૃષ્ટિ કૃદ્દૃષ્ટિહર્તા ચ પીંડા હરતુ મે કુંજ: ॥ ૨ ॥

આ ઉપર મુજબ મંત્ર મગળ નડતો હોય તેને હમેશાં પ્રાત:કાળમાં વહેલાં ઉઠી ન્હાઈ સ્વચ્છ કપડુ પહેરી આસન ઉપર બેસીને મગળનો જપ કરવો. પોતાનાથી ના બની શકે તો વિદ્વાન બ્રાહ્મણ પાસે કરાવવા ને તેને દક્ષણા આપી બ્રહ્મભોજન પણ કરાવવુ.

### જપ સંબંધી વીધી.

દક્ષિણમાં ત્રિકોણ મડળ.- અ — ૩ અળતિ દેશમાં જન્મ ભારદ્વજ ગોત્ર રક્તવર્ણ મેષ રાશીનો સ્વામી જપની સખ્યા ૧૦,૦૦૦ કરવા યા કરાવવા. અને મગળવારે એક ભોક્તા જમતુ, બની શકે તો એકવીસ મગળવાર ઘઉં, ગોળ, ઘી, ત્રણ વસ્તુનો આહાર કરી રહેવું.

## અથ મંગલ દાનમ્

પ્રવાળ, ગોધુમ્ મસુરિકાશ્ચ વૃષો અણુશ્ચાયિગુડં સુર્વણુમ્
આરક્ત વસ્ત્રં કરવીર પુષ્પં તામ્રમ્હિ ભોમસ્ય વદન્તિ દાનમ્

અર્થ:—પરવાળુ, ઘઉં, મસુરની દાળ, રાતો બળદ, ગોળ, સોનુ, રાતુ વસ્ત્ર, રાતી કરણનાં ફુલ, અને તાંબું, એ સર્વ વસ્તુનું દાન યથા શક્તિ પ્રમાણે મંગળને

અર્થે કરવાથી તેના ગ્રહની શાંન્તિ થાય છે. કેટલાંક સ્ત્રી, પુરૂષો હાથે ટચલી આંગલીએ વીંટી પરવાળાની કરાવી પહેરે છે યા માણેકનુ લાલ નગની પણ કરાવે છે.

ઉપર લખવા મુજબ કરાવશો તો ગ્રહની શાંન્તિ થયા વગર રહેશે નહી.

---

## ॥ મંગળનું સ્તોત્ર ॥

**શ્રી ગણેશાયે નમઃ**

અઙ્ગારકઃ શક્તિ ધરો લોહિતાઙ્ગને ધરાસુતઃ ।
કુમારો મઙ્ગલો ભૌમો મહાકાયો ધનપ્રદ : ॥ ૧ ॥

ઋણહર્તા દૃષ્ટિકર્તા રોગકૃદ્રોગનાશન : ।
વિધુત્પ્રભો વ્રણકરઃ કામદોધનદ્‌ત્કુજ : ॥ ૨ ॥

સામગાનપ્રિયો રકતોવસ્ત્રો રક્તાયતેક્ષણ : ।
લોહિતો રક્તવર્ણશ્ચ સર્વકર્માવબોધકઃ ॥ ૩ ॥

રક્તમાલ્યધરો હેમ કુણ્ડલીગ્રહનાયક : ।
નામાન્યેતાનિ ભૌમસ્ય યઃ પઠેત્સતતં નર : ॥ ૪ ॥

ઋણં તસ્ય ચ દૌર્ભાગ્યં દારિદ્રયં ચ વિનશ્યતિ : ।
ધનં પ્રાપ્નોતિ વિપુલં સ્રિયં ચૈવ મનોરમામ્ ॥ ૫ ॥

વંશોદ્યોત કરં પુત્રં લભતે નાત્ર સંક્ષય : ।
યોઽર્ચયેદન્હિ ભૌમસ્ય મઙ્ગલંબહુપુષ્પ કૈ : ॥ ૬ ॥

સર્વા નશ્યતિ પીડા ચ તસ્ય ગૃહકત્તા ધ્રુવમ્ ॥ ૭ ॥

ઇતિ શ્રી સ્કન્દ પુરાણે અઙ્ગારક સ્તોત્રં સમ્પૂર્ણમ્

## અથ બુધ ફલમ્

### ઉપજાતી

૧૧ ૨ ૬ ૧૦ ૪
લાભે દ્વિ ષષ્ઠે દશમે ચતુર્થે ।
રંધ્રે બુધશ્ચાપિ કરોતિ લાભમ્ ॥
સૌભાગ્ય સૌખ્યં મનસોઽપિ હર્ષમ્ ।
યાર્થાગમં કાંતિ વિવર્ધનંચ ॥

અર્થ:—જન્મરાશીથી કે નામરાશીથી સારા બુધનુ ફળને ગણતાં, બીજો, ચોથો, છઠ્ઠો, આઠમો, દશમો, અને અગીઆરમો બુધ હોય તો તે બહુ સારો સમજવો, તો લાભ થાય, ભાગ્યનો ઉદય થાય, સુખ તથા મનને વિષે હર્ષની વાત સંભળાય, અને કાંન્તિની વૃદ્ધિ કરે છે. અને મિત્ર વર્ગનું સુખ થાય.

---

## નડતા બુધનું ફળ

### શાર્દૂલ વિક્રિડિત છંદ

૧ ૧૨ ૫ ૯ ૭ ૩
જન્મ દ્વાદશ પંચમેપિ નવમે ચુને તૃની વેપિવા ।
સૌખ્ય સ્વાપિ વિનાશન પ્રકુરૂતે દ્રવ્યાર્થ હાનિ બુધ; ॥
ભ્રાતુ શ્ચાપિ વિરોધ મેવચ ભયંચા ગેપિકષ્ટં મહત્ ।
નાના શત્રુ ભયં સદૈવ ન સુખં વ્યાધિ વિયોગં તપ્ ॥

જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં પહેલો, ત્રિજો, પાંચમો, સાતમો, નવમો, બારમો, બુધ હોય તો તે નઠારો સમજવો. તે સુખનો નાશ અને દ્રવ્યની હાની કરાવે છે. તેમજ કુટુંબીમાં વિરોધ થાય છે. ભય, અને શરીરને વિષે મોટામાં મોટુ કષ્ટ ( દુઃખ ) ઉત્પન્ન કરાવે છે. વળી નાના પ્રકારના શત્રુનો ભય નિરંતર દુઃખ રહે

છે. શરીર સબધી પીડા તથા વિયોગ પણ મિત્ર વર્ગમાં પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે બુધ નડતો હોય તો જપ, દાન, બ્રહ્મભોજન યથાશક્તિ કરી કરવુ તેનુ ફળ મળ્યા વગર રહેતું નથી

## ॥ બુધનો મંત્ર. ॥

પ્રિયંગુકલિકાશ્યામં: રૂપેણાપ્રતિમંબુધમ્ ।
સૌમ્યં સૌમ્ય ગુણોપેતં તં બુધં પ્રણમામ્યહમ્ ॥
ઉત્પાતરૂપો જગતાં ચંદ્રપુત્રામહાદ્યુતિ: ।
સુર્યાપ્રિયકરો વિદ્વાન્પીડાં હરતુ મે બુધ: ॥

આ ઉપર મુજબ જો બુધ નડતો હોય તો હમેશાં પ્રાત:કાળમાં વહેલાં ઉઠીને ન્હાઇ સ્વચ્છ કપડાં પહેરીને મત્રનો જપ કરવો પોતાથી ના બની શકે તો વિદ્વાન બ્રાહ્મણ પાસે કરાવવા. તેને યથાશક્તિ દાન, બ્રહ્મભોજન, તેમ દક્ષણા આપી કરાવવાં.

### જપ સંબંધી વીધી.

ઈશાન કોણમાં બાણાકાર મડલ અક ૪ મગધ દેશમાં જન્મ અત્રિશય ગોત્ર પીળો વર્ણ કન્યા તથા મિથુન રાશીનો સ્વામિ. જપ ૪૦૦૦ કરવા યા કરાવવા. અને બુધવાર અને તે ૧૩, ૧૭, ૨૧ કરવા. એક ભોક્તા જમવું. બ્રહ્મભોજન કરાવવુ.

## ॥ અથ બુધ દાનમ્. ॥

**ચૈલંચની લંકત ધૌત કાંસ્ય મુદ્દાશ્ચ ગોરોચન ગંધ પુષ્પં ॥**
**દાસીચ દ્વાદ્ દ્વિજ હસ્ત કેચ એત દ્વિદાનં વિધુ નંદનસ્ય ॥**

**અર્થ**:—કાળુ વસ્ત્ર, ઉજ્જલ કાંસુ, મગ, સુગધીદાર પુષ્પ, ગોરોચન, અને દાસી એટલી વસ્તુ બ્રાહ્મણના હાથમાં આપવુ. એ નડતા બુધ હોય તો અવશ્ય દાન યથાશક્તિથી કરવુ. બુધ નડતો હોય તો લીલાપાનાની વીટી કરાવી પહેરે છે. ઉપર પ્રમાણે લખ્યા મુજબ કરવાથી અવશ્ય લાભ મળે છે ને બુધના ગ્રહની શાંન્તિ થાય છે.

## બુધ યસ્ત્ર વિંશાંતી નામ સ્તોત્રમ ।

### બુધનું સ્તોત્ર.

શ્રી ગણેશાય નમઃ ॥

બુધો બુદ્ધિમતાં શ્રેષ્ઠો બુદ્ધિ દાતા ધનપ્રદઃ ।
પ્રિયંગુકલિકાશ્યામઃ કઞ્જનેત્રોમનોહરઃ ॥ ૧ ॥
ગ્રહોપમો રોહિણેયો નક્ષત્રેશોદયાકરઃ ।
વિરૂદ્ધકાર્યહન્તા ચ સૌમ્યો બુદ્ધિવિવર્ધનઃ ॥ ૨ ॥
ચંન્દ્રાત્મજો વિષ્ણુરૂપી જ્ઞાની જ્ઞોજ્ઞાની નાયકઃ ।
ગ્રહપીડા હરો દારપુત્રધાન્યપશુપદઃ ॥ ૩ ॥
લોકપ્રિયઃ સૌમ્યમૂર્તિર્ગુણદો ગુણિવત્સલઃ ।
પશ્ચવિંશતિ નામાનિ બુધસ્યૈતાની યઃ પઠેતુ ॥ ૪ ॥
સ્મૃત્વા બુધં સદા તસ્ય પીડા સર્વા વિનશ્યતિઃ ।
તદ્દિને વા પઠે ઘસ્તું લભતે સ મનોગતમ્ ॥ ૫ ॥

ઇતી શ્રી પદ્મ પુરાણે બુધસ્ર વિંશતી નામ સ્તોત્ર સમાપ્તિ

---

### ॥ અથ ગુરૂ ફલમ્ ॥

( ભુજંગી પ્રયાત છંદ )

૨ ૯ ૧૧ ૫ ૭
દ્વિ ધર્મેચલાભે સુતેસત્પમેસ્યાત્ ।
ગુરૂ લાભકારી ક્રિયે વિક્રયેડપિ ॥
પ્રતિષ્ઠા વિવૃદ્ધિ તથા બુદ્ધિ વૃદ્ધિં ।
કરોત્યર્થ લાભં સુખં સંપદશ્ચ ॥

**અર્થ:**—જન્મરાશી યા નામરાશીથી જોતાં જો બીજો, પાંચમો, સાતમો, નવમો, તથા અગીઆરમો, ગુરૂ હોય તો તે ઘણો સારો જાણવો. તેનાથી દ્રવ્યનો લાભ સારો થાય. મિત્ર સાથે સપ સારો રહે. સુખ સપતિ મળે પ્રિતિષ્ઠાની તથા બુદ્ધિની વૃદ્ધિ કરે સર્વ રીતનું સુખ મળે.

---

## ॥ નડતા ગુરૂનું ફલમ્ ॥

**( આર્યાવૃત છંદ )**

**૧૨ ૧૦ ૪ ૧ ૬ ૮ ૩**
**દ્વાદશ દશમ ચતુર્થે જન્મનિ ખષ્ટાષ્ટમે તૃતીયેડપિ ।**
**વ્યાધિ વિદેશ ગમનં મિત્ર વિરોધં ગુરૂઃ કુરૂતે.**

**અર્થ:**—પોતાની જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં પહલો, ત્રીજો, ચોથો, છઠ્ઠો, આઠમો, દશમો, અને બારમો ગુરૂ આવે તો તેને નડારો જાણવો. તે કલેશ કરાવે, ને દરેક ધારેલા કામમાં વિઘ્નરૂપ થાય. કુટુબમાં તેમ સ્વજનમાં વિરોધ કરાવે. પૈસાની તગી રહે, અને મિત્ર સાથે કલેશ થાય.

આ પ્રમાણે ગુરૂ નડતો હોય તો જપ યા દાન કરાવવુ. તો તે ગ્રહની શાન્તિ થશે.

## ॥ ગુરૂનો મંત્ર ॥

**દેવાનાંચ ઋષીણાં ગુરૂં કાંઞ્જન સન્નિભમ્ ।**
**બુદ્ધિભૂતં ત્રિલોકેશં તન્નમામિ બૃહસ્પતિમ્ ॥ ૧ ॥**
**દેવમન્ત્રી વિશાલાક્ષઃ સદાલોક હિતેહત : ।**
**અનેકશિષ્ય સંયુક્તઃ પીડાં હરતુ મે ગુરૂ ॥ ૨ ॥**

**અર્થ:**—ઉપર લખવા મુજબ જો ગુરૂ નડતો હોય તો હમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠીને સ્નાનવિધી કરી સ્વચ્છ કપડાં પહેરીને જપ હમેશાં કરવા યા કરાવવા. ૧૩ માસ સુધી જેટલા બને તેટલા હાથે કરવા. જપની સંખ્યા ૧૯૦૦૦ છે. ને પછી બને તો બ્રહ્મભોજન કરાવવું તથા દક્ષણા આપવી.

**જપ સંબંધી વીધી.**

ઉત્તરમાં દીર્ઘ ચતુરસ્ત્ર મંડળ અ-૬ સિંધુ દેશમાં જન્મ અંગિરસગોત્ર, પીળોવર્ણ, ધન અને મીન રાશીનો સ્વામી. જપની સંખ્યા ૧૯૦૦૦ તેમાંથી જેટલા બને તેટલા કરવા. બને તો ૨૧ ગુરૂવાર કરવા. ને એકલા ચણાનુ ગમે તે બનાવી ખાય તો ગુરૂનુ જલદી ફળ મલે છે.

## ॥ અથ ગુરૂ દાનમ ॥

શર્કરાંચ રજનીંતુરંગમં પીતધાન્યમપિ સુપીતાંબરમ્ ।
પીત પુષ્પ મથહેમ સૈન્ધવં પ્રિતયે સુર ગુરોઃ પ્રદીયતામ્ ॥

**અર્થઃ**—સાકર, હળધર, અશ્વ ( ઘોડો ), પીળુ ધાન્ય (ચણાની દાળ), પીળુ વસ્ત્ર, પીળુ પુષ્પ, મીઠુ, અને સુવર્ણ, એ સર્વનુ ગુરૂ નડતા હોય તો અવશ્ય દાન કરવું. તો અવશ્ય શાન્તિ થયા વગર રહેશે નહી.

---

## ॥ બૃહસ્પતિ સ્તોત્રમ્ ॥

**શ્રી ગણેશાય નમઃ**

ગુરૂર્બૃહસ્પતિર્જીવઃ સુરાચાર્યો વિદાંવરઃ ।
વાગીશો ધિષણો દીર્ઘશ્મશ્રુઃ પિતામ્બરો યુવા ॥ ૧ ॥

સુધાદ્રષ્ટિ ર્ગ્રહાધીશો ગ્રહપીડાપહારકઃ ।
દયાકરઃ સૌમ્યમૂર્તિઃ સુરાર્ચ્યઃ કુંકુમદ્યુતિઃ ॥ ૨ ॥

લોકપૂજ્યો લોકગુરૂર્નીતીજ્ઞો નીતિકારકઃ ।
તારાપતિશ્ચાંગિરસો વેદવૈદ્યપિતામહઃ ॥ ૩ ॥

ભકત્યા બૃહસ્પતિ સ્મૃત્વા નામાન્યેતાનિ યઃ પઠેત્ ।
અરોગી બલવાન્— શ્રીમાન્પુત્રવાન્સ ભવેન્નરઃ ॥ ૪ ॥

જીવેદ્વર્ષશતં મર્ત્યો પાપં નશ્યતિ નશ્યતિ ।
યઃ પૂજયેદ્ગુરૂદિનં પિતગન્ધાક્ષતામ્બરૈઃ ॥ ૫ ॥

પુષ્પદીપોપહારૈશ્ચ પૂજયિત્વા બૃહસ્પતિમ્ ।
બ્રાહ્મણાન્ભોજયિત્વા ચ પીડાશાન્તિર્ભવેદ્ ગુરૂઃ ॥ ૬ ॥

ઇતિશ્રી સ્કન્દ પુરાણે બૃહસ્પતિ સ્તોત્ર સંપૂર્ણમ્

---

## ॥ સારા શુક્રનું ફલમ્ ॥

( ઉપેન્દ્રવજ્રા છંદ )

(૨) દ્વિ (૯) ધર્મ (૧૧) લાભા(૮)ષ્ટમગે સુતે(૫)સ્યાત્ ।
વ્યયાખ્ય વ(૩)ન્હિ પ્રથ(૧)મેપિ શુક્ર : ॥
ચ(૪)તુર્થ ગશ્ચાપિ સમાગમંચ ।
સત્પુત્રવર્ગા દિસુખં કરોતિઃ ॥

**અર્થઃ**—જન્મરાશીથી કે નામરાશીથી જોતા, પહેલો, બીજો, ત્રીજો, **ચોથો,** પાંચમો, આઠમો, નવમો, અને અગીઆરમો, શુક્ર હોય તો તે બહુ **સારો** સમજવો, તો સારા સારા ગૃહસ્થોની સાથે મેળાપ થાય છે. અને દ્રવ્યની **તથા** સત્પુત્ર વીગેરે સુખને પણ પ્રાપ્ત કરાવે છે.

## ॥ નડતા શુક્રનું ફલમ્ ॥

( રથોદ્ધતા છંદ )

૧૦ ૭ ૬
કર્મ સપ્ત રિપું રંપ્રગ સ્મૃતો ।
રોગ શોકમપિ વૈદ દાત્યયમ્ ॥
કાર્ય નાશન મયો મહાપદં ।
સ્ત્રી વિરોધ મપિ રોગતાભૃગુ : ॥

**અર્થ:**—જન્મરાશી યા નામરાશીથી જોતાં શુક્ર છઠ્ઠો, સાતમો, અને દસમો નડતો હોય તો તે નઠારો હાની કરતા સમજવો. તેનાથી શરીરે રોગની ઉત્પત્તી કરાવે, શોક થાય, ધારેલા કામોમાં વિક્ષેપ થાય, અને અંતઃકરણમાં ચેન પડે નહી તેથી ઉપર મુજબ શુક્ર નડે તો જપ, દાન, બ્રહ્મભોજન કરાવવા.

## ॥ શુક્રસ્ય મંત્ર ॥

હિમકુન્દમૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરૂમ્ ।
સર્વશાસ્ત્રપ્રવકતારં ભાર્ગવં પ્રણમામ્યહમ્ ॥ ૧ ॥

દૈત્ય મંત્રી ગુરૂસ્તેષાં પ્રાણ દશ્ચ મહામતિ ।
પ્રભુસ્તારાં ગ્રહાણાંચ પીડા હરતું ચે ભૃગુ ॥ ૨ ॥

ઉપર લખવા મુજબ શુક્ર નડતો હોય તો હંમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠીને સ્નાનવિધી કરી સ્વચ્છ કપડાં પહેરીને જપ હમેશાં કરવા યા કરાવવાં ૧૬૦૦૦ જપની સંખ્યા છે. ના બને તો વિદ્વાન બ્રાહ્મણ પાસે કરાવી છેવટે બ્રહ્મભોજન કરાવીને દક્ષણા આપવી. બને તો શુક્રવાર ૧૩ કરવા.

### જપ સંબંધી વીધી.

પૂર્વમાં પાંચ ખુણાવાળુ મંડળ ભોજકટક દેશમાં જન્મ ભાર્ગવસગોત્ર ધોળોવણુ વૃષ અને તુલારાશીનો સ્વામિ. જપની સંખ્યા ૧૬૦૦૦ કરવાની છે.

## ॥ અથ શુક્રનું દાન ॥

ચિત્રાંબરં શુભ્રતરસ્તુ રંગોધેનું સવત્સાંરજતં સુવર્ણમ ।
સતંણ્ડુલંચાપિ સુગંધયુકતં વદંભદાનં ભૃગુનંદનસ્ય ॥

**અર્થ**:—વિચિત્ર વસ્ત્ર, ધોળો અશ્વ (ઘોડો), વાછરડા સહીત ગાય, રૂપુ (ચાંદી), સુવર્ણ ચોખા સહીત સુગધીવાળી સુખડ અને શ્વેત પુષ્પ એ સર્વ દાન જો શુક્ર નડતો હોય તો અવશ્ય કરવાં યા કરાવવાં.

---

## ॥ શુક્ર સ્તોત્ર ॥

શ્રી ગણેશાય નમઃ

શુક્રઃ કાવ્યઃ શુક્રરેતા શુકલામ્બરધરઃ સુધી : ।
હિમાભઃ કુન્તધવલઃ શુભ્રાંશુંઃ શુકલભૂષણઃ ॥ ૧ ॥

નીતિજ્ઞો નીતીકૃન્નિતિમાર્ગગામી ગ્રહાધિપ : ।
ઉશના વેદવેદાઙ્ગપારગઃ કવિરાત્મવિત્ ॥ ૨ ॥

ભાર્ગવઃ કરૂણાસિન્ધુર્જ્ઞાનગમ્યઃ સુતપ્રદઃ ।
શુક્રસ્યૈતાની નામાનિ શુક્રં સ્મૃત્વા તુયઃ પઠેત્ ॥ ૩ ॥

આયુર્ધનં સુખં પુત્રં લક્ષ્મીં વસતિમુત્તમામ્ ।
વિદ્યાં ચૈવ સ્વયં તસ્મૈ શુક્રસ્તુષ્ટોદદાતિ ચ ॥ ૪ ॥

ઇતિ શ્રી સ્કન્દપુરાણે શુક્રસ્તોત્ર સંપૂર્ણમ્.

## ॥ અથ શનિ ફલમ્ ॥

( ભુજંગ પ્રયાત છંદ )

૩ ૬ ૧૧
ત્રિષષ્ઠે ચ લાભે શનિશ્ચાયી સૌખ્યં ।
તતો લાભકારી હિરણ્યાં બરાણામ્ ॥
નૃપાન્મિત્ર પક્ષાજ્જયં ચાર્થ લાભં ।
કરોત્યર્થલાભં સુખ સંપદશ્ચ ॥

**અર્થ**:—જન્મરાશી યા નામરાશીથી જોતાં, ત્રીજો, છઠ્ઠો, કે અગીઆરમો, શની હોય તો સારો સમજવો. તેનાથી દ્રવ્ય અને વસ્ત્રનો લાભ થાય. રાજા તરફથી તથા મિત્ર તરફથી સારો લાભ મળે. જસ મળે. સારી વસ્તુનો લાભ થાય ને સુખ સર્વ પ્રકારનું આપે.

---

## ॥ નડતા શનીનું ફલમ્ ॥

( આર્યાવૃત છંદ )

૧૨ ૧ ૪ ૫ ૧૦ ૨ ૭ ૯
દ્વાદશ જન્મ ચતુર્થે પંચાષ્ટ દશદ્ધિ સપ્ત નવમેપિ ।
સ્વજનસ્યાપિહિ કલહં દ્રવ્યાર્થહાનિ મર્કજઃ કુરૂતે ॥

**અર્થ**:—જન્મરાશી યા નામરાશીથી જોતાં, પહેલો, બીજો, ચોથો, કે પાંચમો, વળી સાતમો, આઠમો, નવમો, દશમો કે બારમો સૂર્યનો પુત્ર ( શની ) આવે તો તે નેષ્ઠ શની જાણવો.

તે શની સ્વજનની સાથે ક્લેશ કરાવે, તથા દ્રવ્યની હાની કરાવે. કુટુંબમાં ક્લેશ થાય. માટે શનીના જપ, દાન કરાવવાં.

બને તો શનીવાર ૨૧ કરવા. અડદનુ ખાઈને ૧ વખત જમવું.

## ॥ શનીસ્ય મંત્ર ॥

નીલાંજનસમાભાસં રવિપુત્ર યમાગ્રજમ્ ।
છાયામાર્તણ્ડ સંભૂતંતં નમામિ શનૈશ્ચરમ્ ॥ ૧ ॥
સૂર્યપુત્રોદીર્ઘદેહો વિશાલાક્ષ શિવપ્રિયઃ ।
મંદચારઃ પ્રસન્નાત્મા પીડાં હરતું મે શની ॥ ૨ ॥

**અર્થ:**—ઉપર પ્રમાણે જે શનીની દશા નડતી હોય તો હમેશાં પ્રાતઃકાળમાં વહેલા ઉઠી સ્નાનવિધી કરી આસનપર બેસીને જપ કરવા. તેની વિધી ૩૦ માસ સુધી બને તો કરવી. જપની સખ્યા ૨૩૦૦૦ છે. પછી જે બને તે કરવા યા કરાવવા. બરાબર થયા પછી બ્રહ્મભોજન દાન કરવુ.

### જપ સંબંધી વિધી.

પશ્ચિમમાં ધનુષાકાર મંડળ, આંગુળ-૨- સોરઠ દેશમાં કાશ્યપગોત્ર અને કુંભરાશિનો સ્વામિ કાળો વર્ણ. જપની સંખ્યા ૨૩,૦૦૦ છે. તેમાંથી જે બને તે કરવા. પણ શનીવાર તો અવશ્ય કરવા.

## ॥ અથ શનીનું દાનમ્ ॥

માષાંશ્ચતૈલં વિમલેન્દ્રનીલનીલાંબરં વૈમહીષીચલોહમ્ ।
સદક્ષિણુંચેતિવદંતિ નુનાં દુષ્ટસ્યદાન મરવિનંદનસ્ય ॥

**અર્થ:**—અડદ, તેલ, કાળોમણી, કાળુવસ્ત્ર, ભેંસ, લોઢુ એ સર્વનું દાન દક્ષણા મુકીને શનીને માટે કહેલા છે. બધા ગ્રહો કરતાં શની, મંગળ અને સુર્ય એ ત્રણ ગ્રહો ઘણાજ નડતા હોય છે માટે તે ગ્રહોને માટે જપ, દાન કરવાં અગર કરાવવાં.

## ॥ શનૈશ્ચરસ્તવરાજ ॥

### શ્રી ગણેશાય નમઃ

નારદ ઉવાચ ।

ધ્યાત્વા ગણપતિરાજા ધર્મરાજા યુધિષ્ઠિર :
ધીરઃ શનૈશ્ચરસ્યેમં ચકાર સ્તવમુત્તમમ્ ॥ ૧ ॥

શિરો મે ભાસ્કરિઃ પાતુ ભાલં છાયાસુતોઽવતુ
કોટરાક્ષો દશૌ પાતુ શિખિકણ્ઠનિભઃ શ્રુતી ॥ ૨ ॥

ઘ્રાણં મે ભીષણઃ પાતુ મુખં વલિમુખોઽવતુ
સ્કન્ધૌ સંવર્તકઃ પાતુ ભુજૌ મે ભયદોઽવતુ ॥ ૩ ॥

સૌરિર્મે હૃદયં પાતુ નાભિં શનૈશ્ચરોઽવતુ
ગ્રહરાજઃ કટિપાતુ સર્વતો રવિનન્દન : ॥ ૪ ॥

પાદૌ મન્દગતિઃ પાતું કૃષ્ણઃ પાત્વખિલં વપુ :
રક્ષામેતાં પઠેન્નિત્યં સૌરેર્નામબલૈર્યુતામ ॥ ૫ ॥

સુખીપુત્રી ચિરાયુશ્ચસ ભવેન્નાત્ર સંશય : ૐ
શૌરિઃ શનૈશ્ચરઃ કૃષ્ણો નીલોત્પલનિભઃ શનિ : ॥ ૬ ॥

શુષ્કોદરો વિશાલાક્ષો દુર્નિરીક્ષ્યો વિભીષણ:
શિખિકણ્ઠનિભો નીલશ્છાયાહૃદય નન્દન : ॥ ૭ ॥

કાલદષ્ટિઃ કોટરાક્ષઃ સ્થૂલરોમા વલીમુખ :
દીર્ઘો નિર્માંસગાત્રસ્તુ શુષ્કોઘોરો ભયાનક : ॥ ૮ ॥

નીલાંશુઃ ક્રોધનો રૌદ્રો દીર્ઘશ્મશ્રુર્જટાધર :
મન્દો મન્દગતિઃ ખઞ્જો તૃપ્તઃ સંવર્તકો યમ : ॥ ૯ ॥

ગ્રહરાજઃ કરાલી ચ સૂર્યપુત્રો રવિઃ શશી
કુજો બુધો ગુરૂઃ કાવ્યો ભાનુજઃ સિંહિકાસુત : ॥ ૧૦ ॥

કેતુર્દેવપતિર્બાહુઃ કૃતાન્તો નૈઋતસ્તથા
શશી મરૂત્કુબેરશ્ચ ઈશાનઃ સુર આત્મભુ : ॥ ૧૧ ॥

વિષ્ણુર્હરો ગણપતિઃ કુમારઃ કામઈશ્વર :
કર્તા હર્તા પાલયિતા રાજ્યસે (૧) રાજ્યદાયક : ॥૧૨॥

છાયાસુતઃ શ્યામલાઙ્ગો ધનહર્તા ધનપ્રદ :
ક્રુરકર્મવિધાતા ચ સર્વકર્માવરોધ ક : ॥ ૧૩ ॥

તુષ્ટોરૂષ્ટઃ કામરૂપઃ કામદો રવિનન્દન :
ગ્રહપીડાહરઃ શાન્તો નક્ષત્રેશો ગ્રહેશ્વરઃ ॥ ૧૪ ॥

સ્થિરાસનઃ સ્થિરગતિર્મહાકાયો મહાબલ :
મહાપ્રભો મહાકાલઃ કાલાત્મા કાલકાલક : ॥ ૧૫ ॥

આદિત્યભયદાતા ચ મૃત્યુરાદિત્યનન્દન :
શતભિરૂક્ષદયિતા (૧) ત્રયોદશીતિથિપ્રિય : ॥ ૧૬ ॥

(૧) તિથ્યાત્મા તિથિગણનો નક્ષત્રગણનાયક :
યોગરાશિર્મુહુર્તાત્મા કર્તા દિનપતિઃ પ્રભુ : ॥ ૧૭ ॥

શમીપુષ્પપ્રિયઃ શ્યામસ્ત્રૈલોક્યા ભાવદાયક :
નીલવાસાઃ ક્રિયાસિન્ધુર્નીલાઞ્જનચયચ્છવિ : ॥ ૧૮ ॥

સર્વરોગહરો દેવઃ સિદ્ધો દેવગણસ્તુત :
અષ્ટોત્તરશતં નામ્નાં સૌરેચ્છાયાસુતસ્ય ચ : ॥ ૧૯ ॥

પઠેન્નિત્યં તસ્ય પીડા સમસ્તા નશ્યતિ ધ્રુવમ્
કૃત્વા પૂજાં પઠેન્મર્ત્યો ભક્તિમાન્યઃ સ્તવં સદા ॥ ૨૦ ॥

વિશેષતઃ શનિદિને પીડા તસ્ય વિનશ્યતી
જન્મલગ્ને સ્થિતિર્વાપિ ગોચરેક્રૂરરાશિગે ॥ ૨૧ ॥

દશાસુ ચ ગતે સૌરે તદા સ્તવમિમં પઠેત્
પૂજયેયઃ શનિં ભક્ત્યા શમીપુષ્પાક્ષતામ્બરૈઃ ॥ ૨૨ ॥

વિધાય લોહપ્રતિમાં નરોદુઃખાદ્વિમુચ્યતે
બાધા યાઽન્યગ્રહાણાં ચ યઃ પઠેત્તસ્ય નશ્યતી ॥ ૨૩ ॥

ભીતો ભયોદ્વિમુચ્યેત બદ્ધો મુચ્યેત બન્ધનાત્
રોગી રોગાદ્વિમુચ્યેત નરઃ સ્તવમિમં પઠેત્ ॥ ૨૪ ॥

પુત્રવાન્ધનવાન શ્રીમાઞ્જાયતે નાત્ર સંશય : ॥ ૨૫ ॥

નારદ ઉવાચ ।

સ્તવં નિશમ્ય પાર્થસ્ય પ્રત્યક્ષોઽભુચ્છનૈશ્ચર :
દત્વા રાજ્ઞે વરઃ કામં શનિશ્ચાન્તર્દધેતદા ॥ ૨૬ ॥

ઇતિશ્રી ભવિષ્યપુરાણે શનૈશ્ચર સ્તવરાજ સમાપ્ત : ॥

## ॥ શનીની નાની પનોતીનું ફલમ્ ॥

(શાર્દૂલ વિક્રિડિત છંદ)

કલ્યાણી ખલુ દુઃખદાયદિરવેઃ પુત્રશ્ચતુર્થાષ્ટમે
વ્યાધિ બંધુ વિરોધ દેશ ગમનં કલેશંમ ચિંતાધિકમ્
મૃત્યુંચૈવ કરોતિ ચાપિ તનુંજં દુઃખૈયુતં સદ્દભયમ્
લોહા ઘસ્રભયં સદૈવમુખં કુર્યાદસૌ સર્વદા

**અર્થઃ**—જન્મરાશી યા નામરાશીથી જોતાં જો ચોથો યા આઠમો શની આવેતો તેને ન્હાની પનોતી રા વર્ષની જાણવી. તે મહા ભયકર દુઃખ આપનારી છે. તે પનોતી જે માણસને પ્રાપ્ત થઈ હોય તેને રોગ થાય. કુટુંબમાં સગાં સબધી સાથે કલેશ થાય અને મનને ચિતા અત્યત ઉપજાવે. તેમજ દુઃખ અને અગ્નિનો ભય તથા મૃત્યુ પણ નિપજાવે વળી લોહાદીશસ્ત્રનો ભય અને નિરતર અસુખ (દુઃખ) પણ કરે.

---

## ॥ શનીની મોટી ૭ા વર્ષની નું ફલમ્ ॥

(શાર્દૂલ વિક્રિડિત છંદ)

રાશૌ દ્વાદશ મૂર્ધ્નિજન્મ હ્રદયે પાદેદ્વિતીયે શનિ
નાના કલેશગણં કરોતીચભયં પીડાં શિશૂનાં તથા
હાનિઃ સ્યાન્મરણં વિદેશ ગમનં સૌખ્યંચ સાધારણં
રામારિદ્ધિ વિનાશંનં પ્રકુરૂતે તુર્યાષ્ટમે વાથવા

**અર્થ:**—જન્મરાશી યા નામરાશીથી જોતાં જો શની ૧૨ મે આવે તો મસ્તકે (માથે પનોતી આવી) જાણવી. શની પહેલે આવેતો છાતીએ જાણવી. તથા બીજે આવેતો પગે જાણવી.

આ મ્હોટી પનોતી એકંદર સાડાસાત વરસ સુધી રહે છે.

એ મોટી પનોતીમાં ન્હાના પ્રકારના કલેશ, ભય અને પુત્રને પીડા કરે છે. દ્રવ્યનો નાશ, મરણ, પરદેશગમન તેમજ સાધારણ સુખ કરે છે. વળી સ્ત્રી અને દ્રવ્યનો નાશ પણ કરે છે.

એ પ્રમાણે ન્હાની યા મોટી પનોતી હોય તો પણ થાય છે. હવે પનોતીના પાયાની સમજુતી નીચે પ્રમાણે છે.

( ઉપજાતિ છંદ )

૧ ૬ ૧૧<br>
જન્મે રસે રૂદ્ર સુવર્ણપાદં<br>
૨ ૫ ૯<br>
દ્વિપંચે નંદો રજતં શુભંચ ॥<br>
૩ ૭ ૧૦<br>
ત્રિ સત્ય દિક્ તામ્રપદં વદંતિ<br>
૪ ૮ ૧૨<br>
તુર્યાષ્ટમકોં ખ્વિતિ લોહપાદમ્

**અર્થ:**—પનોતીના ચાર પાયા છે. સોનાનો, રૂપાનો, ત્રાંબાનો અને લોઢાનો. તેમાં જ્યારે શની બદલતો હોય ત્યારે હરકોઈ માણસને પોતાની રાશીથી ગણતાં પહેલો, છઠ્ઠો અને અગીયારમો ચદ્ર હોય તો તે સોનાને પાયે પનોતી જાણવી.

તેમજ બીજો, પાંચમો અને નવમો ચંદ્ર હોય તો તે રૂપાને પાયે પનોતી જાણવી.

ત્રીજો, સાતમો અને દશમો ચદ્ર હોય તો તે ત્રાંબાને પાયે પનોતી જાણવી.

અને ચોથો, આઠમો તથા બારમો ચંદ્ર હોય તો તે લોઢાને પાયે પનોતી જાણવી.

## ॥ અથ સુવર્ણપાદસ્ય ફલમ્ ॥

(ઉપજાતી છંદ)

કુટુંબરોધં બહુ રોગ યુકતં
કલેશોદયં ચૈવ કરોતી નીત્યમ્
દ્રવ્યાર્થ નાશં બહુલં કરોતિ
સુવર્ણપાદે સ્વજને વિરોધમ્

**અર્થ:**—સુવર્ણને પાયે બેઠેલી નઠારી જાણવી. પોતાના કુટુંબમાં વિરોધ કરાવે, નિરતર અનેક પ્રકારના રોગ તથા કલેશ ઉત્પન્ન કરાવે, તેમજ દ્રવ્યનો નાશ અને સ્વજનમાં વિરોધ કરાવે.

## ॥ અથ રૂપાદસ્ય ફલમ્ ॥

વ્યાપાર મુગ્નં ધન ધાન્ય સંપદં
મહત્પ્રતાપં ખલુ રાજ્ય માનં
તદ્વર્ષ મધ્યે સુખ સંપદાપ્તિં
કાર્યાચ્છુભંવૈ યદિ રૌપ્ય પાદ:

**અર્થ:**—જો રૂપાને પાયે પનોતી બેઠેલી હોય તો તે સારી જાણવી. તે બહુ ધન, ધાન્ય અને સંપત્તિ પ્રાપ્ત કરાવે અને તેથી પણ મોટા રાજાઓ તરફથી સારૂ માન પણ મળે અને આખુ વરસ મધ્યે સુખ સપતિની પ્રાપ્તિ અને સારાં કામો કરાવે. ધારેલાં કામ પણ થાય.

## ॥ અથ તામ્રપાદસ્ય ફલમ્ ॥

અનંતલક્ષ્મી પ્રકરોતિ લાભં
કલત્ર પુત્રો સુખસંપદાપ્તિમ્ ॥
લાભોદયંચૈવ કરોતિ સૌખ્યં
તામ્રસ્યપાદ: સુખદ: શુભશ્ચ ॥

**અર્થ**:—ત્રાંબાને પાયે પનોતી બેઠેલી હોય તો તે સારી જાણવી. તેનાથી લક્ષ્મીનો બહુ લાભ થાય તેમજ સ્ત્રી પુત્ર સબંધી સુખની પ્રાપ્તિ થાય. અને સર્વ પ્રકારનુ સુખ આપે. ધારેલાં કામમાં ઘણો લાભ પણ મલે છે.

## ॥ અથ લોહયાદ્રસ્ય ફલમ્ ॥

શરીર પીડા રૂધિર પ્રકોપ ।
કલત્ર પુત્રાદિક પીડનંચ ॥
વ્યાપાર નાશો નૃપતેર્ભયંચ ।
લોહસ્ય યાદે ધનહાનિરેવ ॥

**અર્થ**—લોઢાને પાયે જો પનોતી બેઠી હોય તો તે નઠારી સમજવી. તેનાથી શરીરમાં પીડા અને રૂધીરનો (લોહીનો) પ્રકોપ સ્ત્રી, પુત્ર અને પશુને પીડન, વ્યાપારનો નાશ, રાજાનો ભય, અને દ્રવ્યનો નાશ થાય છે.

માટે જો શની, રાહુ, મંગળ, ને કેતું એ ગ્રહો જ્યારે હરકોઈ માણસને નડે છે ત્યારે તેનુ ખેદાન મેદાન થાય છે ને અનેક વિઘ્નો આવે છે, માટે તેવા રાશીગ્રહો આવે તે વખતે તે ગ્રહોની શાન્તી કરાવવી. જેમ ભીંત પડે છે ને ટેકો મુકવાથી આધાર રહે છે તેમ ગ્રહોની શાંન્તીથી આત્માને કુંટુંબીમાં જરા સુખ મળે છે.

માટે હમેશાં જ્યારે જ્યારે ગ્રહો નડે ત્યારે ઉપર મુજબ જોઈને જપ, દાન, બ્રહ્મભોજન, વીગેરે કરાવવું.

---

## ॥ શનીનું સ્તોત્ર ॥

**શ્રી ગણેશાય નમ :**

અસ્ય શ્રીશનૈશ્ચરસ્તોત્રસ્ય દશરથઋષિ :
શ્રીશનૈશ્ચરો દેવતા ત્રિષ્ટુપ્છન્દ :
શનૈશ્ચરપ્રીત્યર્થે જપે વિનિયોગ :

દશરથ ઉવાચ ।

કોણોઽન્તકો રૌદ્રયમોઽથ બભ્રુ : કૃષ્ણુશનિ : પિંગલમન્દ્રસૌરી :
નિત્યં સ્મૃતો યો હરતે ચ પીડાં તસ્મૈ નમઃ શ્રીરવિનન્દનાયઃ ॥ ૧ ॥

સુરાસુરા : કિમ્પુરૂષોરગેન્દ્રા ગન્ધર્વવિદ્યાધરપન્નગાશ્ચ
પીડયન્તિ સર્વે વિષમસ્થિતેન તસ્મૈ૦ ॥ ૨ ॥

નરા નરેન્દ્રા : પશવો મૃગેન્દ્રા વન્યાશ્ચ યે કીટપતઙ્ગ ભૃઙ્ગ :
પીડયન્તિ સર્વે વિષમસ્થિતેન તસ્મૈ૦ ॥ ૩ ॥

દેશાશ્ચદુર્ગાણિ વનાનિયત્ર સેનાનિવેશા : પુરપત્તનાનિ
પીડયન્તિ સર્વે વિષમસ્થિતેન તસ્મૈ૦ ॥ ૪ ॥

તિલૈર્યવૈર્માષગુડાન્નદાનૈ લોહેન નીલામ્બરદાન તો વા
પ્રીણાતિ મન્ત્રૈર્નિજવાસરે ચ તસ્મૈ૦ ॥ ૫ ॥

પ્રયાગકુલે યમુનાતટે ચ સરસ્વતીપુણ્યજલે ગુહાયામ્
યો યોગિનાં ધ્યાનગતોઽપિ સુક્ષ્મસ્તસ્મૈ૦ ॥ ૬ ॥

અન્યપ્રદેશાત્સ્વગ્રહં પ્રવિષ્ટસ્તદીયવારે સ નર : સુખીસ્યાત્
ગૃહાદ્ગતો યો ન પુન : પ્રયાતિ તસ્મૈ૦ ॥ ૭ ॥

સ્ત્રષ્ટા સ્વયંભૂર્ભુવનત્રયસ્ય ત્રાતા હરીશો હરતે પિનાકી
એકસ્ત્રિધા ઋગ્યજુ : સામમૂર્તિસ્તસ્મૈ૦ ॥ ૮ ॥

શન્યષ્ટકં ય : પ્રયત : પ્રભાતે નિત્યં સુપુત્રૈ : પશુબાન્ધવૈશ્ચ
પઠેત્તુ સૌખ્યં ભુવિ ભોગયુક્ત : પ્રાપ્નોતિ નિર્વાણપદં તદન્તે ॥ ૯ ॥

કોણસ્થ : પિગલો બભ્રુ : કૃષ્ણો રૌદ્રો ઽન્તકો યમ : સૌરિ :
શનૈશ્ચરો મન્દ : પિપ્પલાદેન સંસ્તુત : ॥ ૧૦ ॥

એતાનિ દશ નામાનિ પ્રાતરૂત્થાયય : પઠેત્
શનૈશ્ચરકૃતા પીડા ન કદાચિમ્દવિષ્યતિ ॥ ૧૧ ॥

ઇતિશ્રી શનૈશ્ચરસ્તોત્ર સમ્પૂર્ણમ્

---

## ॥ અથ રાહુ ફ્લમ્ ॥

( દ્રુતવિલંબીત છંદ. )

૧૧ ૬ ૧ ૯
ઉપશ્ચયે પ્રથમે નવમે તમો
૧૦ ૩
દર્શાત પુત્ર કલત્રધના ગુમમ્
૨ ૫ ૭
દ્વિતિયે પંચમ રંન્ધ મુનિસ્થિતો
૪ ૧૨
હિબુક રિઇ ગતો મરણં ધ્રુવમ

**અર્થ**:—જન્મરાશી યા નામરાશિથી જોતાં જો પહેલો, ત્રીજો, છઠો, નવમો, દસમો, અને અગ્યારમો, રાહુ આવે તો સારો સમજવો. તે રાહુ પુત્ર, સ્ત્રી, અને દ્રવ્યનો લાભ કરાવે. સવ પ્રકારે સુખ પણ આપે.

અને જો બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો અને બારમો રાહુ આવે તો તે નઠારો સમજવો. તેનાથી કુંટુબમાં ક્લેશ, મરણ, સ્વજન સાથે વિરોધ કરાવે છે.

માટે તેવો રાહુ આવે તો જપ, દાન કરવાં.

## ॥ રાહુનો મંત્ર ॥

**અર્ધકાયં મહાવીર્યં ચંદ્રાદિત્યવિમર્દનમ્**
**સિંહિકાગર્ભસંભૂતં તંરાહુપ્રણમામ્યહમ્**
**મહાશિરા મહાવક્રો દીર્ઘ દંષ્ટ્રો મહાબલ:**
**અતનુંશ્ચોર્ધ્વ કેશશ્ચ પીડાં હરતુમે તમ**

ઉપર મુજબ જો રાહુ નડતો હોય તો હમેશાં પ્રાત.કાળમાં વહેલાં ઉઠી, સ્નાન-વિધી કરી, સ્વચ્છ કપડાં પહેરી, આસનપર જપ કરવા. જે બને તેટલા કરવા. જપની સખ્યા ૧૮૦૦૦ થાય છે.

બને તો અઢારમાસ સુધી જાતે જપ કરવા. ના બને તો બ્રાહ્મણ પાસે કરાવી યથાશક્તિ દક્ષણા આપી બ્રહ્મભોજન કરાવવું.

### જપ સંબંધી વીધી.

નૈરૃત્યમાં સુપડાના આકારવાળુ મડળ અ-૧૨- રાઠીના દેશમાં જન્મ પૈઠીનસ્ગોત્ર કાળો વર્ણ. જપની સંખ્યા ૧૮૦૦૦ કરવા યા કરાવવા.

## ॥ અથ રાહુ દાન ॥

**ગોમેદરત્નં ચતુરંગમંચ સુનીલચૈલંતીલકંબલચ**
**તિલાંશ્ચતૈલંખલુ લોહમિશ્રં સ્વભનિવેદાન મિંદહિ દદ્યાત્**

**અર્થ**:—ગોમેદ, રત્ન, કાળો અશ્વ, કાળુ વસ્ત્ર, કાળો કામળો, તલ, તેલ, તથા લોઢું આ સર્વ રાહુનુ દાન કરવુ. રાહુ તો માણસને મરણતોલ કરે છે. માટે અવશ્ય દાન, જપ કરવાં.

## ॥ રાહુ સ્તોત્ર ॥

શ્રી ગણેશાયનમઃ

રાહુર્દાનવમન્ત્રી ચ સિંહિકાચિત્તનન્દન :
અર્ધકાય : સદાક્રોધી ચન્દ્રાદિત્યવિમર્દન :	॥ ૧ ॥

રૌદ્રો રૂદ્રપિયોદૈત્ય : સ્વર્ભાનુર્ભાનુભીતિદ :
ગ્રહરાજ : સુધાપાયી રાકાતિથ્યભિલાષક:	॥ ૨ ॥

કાલદષ્ટિ : કાલરૂપ : શ્રીકણ્ઠહ્રદયાશ્રય :
વિધુંતુદ : સૈંહિકેયો ઘોરરૂપો મહાબલ :	॥ ૩ ॥

ગ્રહપીડાકરો દંષ્ટ્રી રક્તનેત્રો મહોદર
પઞ્ચવિંશતિ નામાનિ સ્મૃત્વા રાહું સદાનર:	॥ ૪ ॥

યઃપઠેન્મહતી પીડા તસ્ય નશ્યતી કેવલમ્
આરોગ્યં પુત્રમતુલાં શ્રિયં ધાન્યં પશુંસ્તથાઃ	॥ ૫ ॥

દદાતિ રાહુસ્તસ્મૈ યઃ પઠતે સ્તોત્રમુત્તમમ્
સતતં પઠતે યસ્તુ જીવેદ્વર્ષશતં નર :	॥ ૬ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે રાહુસ્તોત્ર સંમ્પૂર્ણમ્

---

## ॥ અથ કેતુ ફલમ્ ॥

(દ્રુતવિલંબીત છંદ.)

૩ ૬ ૧૧ ૧ ૯
ઉપશ્રચે પ્રથમે નવમે તમો

૧૦
દર્શાંતિ પુત્રકલત્ર ધના ગુમમ

૨ ૫ ૮ ૭
દ્વિતિય પંચમે રંધ્રંગ મુનિ સ્થિતો

૪ ૧૨
હિબુક રિઈગતોમરણં ધ્રુવમ

**અર્થ:**—જન્મરાશી યા નામરાશીથી જોતાં જો પહેલો, ત્રીજો, **છઠ્ઠો, નવમો,** અને અગીઆરમો, કેતુ આવે તો સારો જાણવો.

બીજો, ચોથો, પાચમો, ને સાતમો, આઠમો અને બારમો કેતુ આવે તો માણુસને મરણુતોલ કરે અને દ્રવ્યની હાની થાય.

માટે રાહુ અને કેતુ બન્ને ગ્રહો એક બીજાના જેટલાજ નડે છે. **માટે તેને** સારૂ જપ, દાન કરાવવાં.

## ॥ કેતુનો મંત્ર ॥

**પલાશપુષત્રસંકાશં તારકાગ્રહ મસ્તકમ્**
**રૌદ્રં રૌદ્રાંત્મકં ઘોરં તં કેતું પ્રણુમામ્યહમ્**
**અનેક રૂપ વર્ણૈશ્ચિ શતશોથ સહસ્રશ:**
**ઉત્પાત રૂપો જગતાં પીડાં હરતુ મેં શિખી:**

ઉપર પ્રમાણે જો કેતુ નડતો હોય તો હમેશાં પ્રાત:કાળમાં વહેલાં ઉઠી સ્નાનવિધી કરી સ્વચ્છ કપડાં પહેરીને આસન ઉપર બેસીને ૧૮૦૦૦ જપની સંખ્યા છે તે બને તો ૧૮ માસ સુધી થોડા થોડા હમેશાં ચાલુ રાખવા, અને પોતાનાથી ના બને તો બ્રાહ્મણ પાસે કરાવી, બ્રહ્મભોજન કરાવી દક્ષણા આપી સંતોશવા.

**જપ સંબંધી વીધી.**

વાયબ કોણમાં ધ્વજાકાર મડળ કેતુ અ-૬ અવન્તિદેશમાં જન્મ જૈમિનીસ-ગોત્ર ધુમાડા જેવો વર્ણ. જપની સખ્યા ૧૮૦૦૦ કરવા યા કરાવવા.

## ॥ અથ કેતુ દાન ॥

**વૈડુર્યરત્નંસતિલંચતૈલં સુકુંબલં ચેતિમૃહોમૃગશ્ય**
**વસ્ત્રંચકેતોઃ પરિતોષહેતો રૂદ્દીરીતાં દાનમિદંમુનીદ્રૈઃ**

**અર્થ:**—વૈડુર્ય રત્ન, તલ, તેલ, સારો કામળો, કસ્તુરી, અને વસ્ત્ર એ સર્વનુ દાન જો કેતુ નડતો હોય તો અવશ્ય કરવુ.

---

## ॥ કેતુનું સ્તોત્ર ॥

**શ્રી ગણેશાય નમઃ**

કેતુઃ કાલઃ કલયિતા ધુમ્રકેતુર્વિવર્ણકઃ
લોકકેતુર્મહાકેતુઃ સર્વકેતુર્ભયપ્રદઃ ॥ ૧ ॥
રૌદ્રો રૂદ્રપ્રિયો રૂદ્રઃ ક્રુરકર્મા સુગન્ધધૃક્
પલાલ ધૂમસંકાશશ્ચિત્રયજ્ઞોપવીતધૃક્ ॥ ૨ ॥
તારાગણવિમર્દી ચ જૈમિનેયો ગ્રહાધિપ
પઞ્ચવિશતી નામાનિ કેતોર્યઃ સતતં પઠેત્ ॥ ૩ ॥
તસ્ય નશ્યતી બાધા ચ સર્વાકેતુપ્રસાદત્
ધનધાન્ય પશૂનાં ચ ભવેદ્વૃદ્ધિર્ન સંશયઃ ॥ ૪ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે કેતોઃ પઞ્ચવિશંતી નામસ્તોત્રં સંમ્પૂર્ણમ્

## ॥ અથ સર્વ ગ્રહાણામ ફલસ્ય નિયમાઃ ॥

### ગ્રહોના ફળનો નિયમ.

( વસંતતિલકા છંદ. )

રાશ્યાદિગૌ રવિકુજૌ ફલદૌ સિતેજ્યૌ
મધ્યે સદા શશિ સુતશ્ચ રમેષ્જમંદૌ
અધ્વાન્ન વન્હિ ભપ સન્મતિ વસ્ત્ર સૌખ્ય
દુઃખાનિ માસિજનિભે રવિ વાસરાદૌ

**અર્થ**:—પુર્વની પેઠે અનુક્રમે ગણતાં સૂર્ય અને મગળરાશી ઉપર આવ્યા પહેલાં સારૂં યા નઠારૂં ફળ આપે છે. અને શુક્ર તથા ગુરૂરાશી ઉપર આવ્યા પછી અર્ધો દિવસ ગયા પછી ફળ આપે છે.

હરકોઈ માણસનો જન્મ જે નક્ષત્રમાં થયો હોય તેજ નક્ષત્ર ચાલતાં પચાંગમાં રવિવારને દિવસે આવે તો પરદેશ ગમન કરાવે. ચંદ્રવારને દિવસે બેસતુ હોય તો અન્ન મળે, મગળવારે બેસતુ હોય તો બુદ્ધિ સારી પ્રાપ્ત થાય, ગુરૂવારે બેસતું હોય તો વસ્ત્રનો લાભ થાય, શુક્રવારે બેસતુ હોય તો શરીરે સુખ મળે, શનીવારે બેસતું હોય તો દુઃખ પ્રાપ્ત કરાવે છે.

---

## ॥ ગ્રહોને એકરાશી ભોગવવાનો સમય ॥

( અનુષ્ટુપ છંદ. )

માસશુક્રે બુધાદિત્યાઃ સાર્ધમાસં તું મંગળ
ત્રયોદશ ગુરૂશ્ચૈવ સપાદ દ્વિદિનં શશી

**અર્થ**:—શુક્ર, બુધ, તથા સુર્ય પ્રત્યેક રાશિ એકમાસ સુધી ભોગવે છે, અ મંગળ દોઢમાસ સુધી ભોગવે છે.

ગુરૂ તેર માસ—( એક વરસ અને એક માસ ) સુધી ભોગવે છે. ચંદ્ર સવ દિવસ ભોગવે છે.

રાહુરષ્ટા દશાન્માસાન્ ત્રિશન્માસાન્ શનિશ્ચર:
યથા રાહુ સ્તથા કેતૂં રાશિ ભૂક્તા પ્રકીર્તિત:

**અર્થ**:—રાહુ અઢાર માસ (૧ વરસ અને ૬ માસ) ભોગવે છે, શની ત્ર માસ ( ૨ વરસ અને ૬ માસ ) ભોગવે છે, કેતુ રાહુની પ્રમાણેજ રાશિને ભોગવે છે

## સમજવા માટે કોષ્ટક

| સૂ. | ચ. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. | કે. | ગ્રહ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | |
| | | | | ૧ | | ૨ | ૧ | ૧ | વર્ષ |
| | | | | | | | | | |
| ૧ | | ૧ | ૧ | ૧ | ૧ | ૬ | ૬ | ૬ | માસ |
| | ૨૧ | ૧૫ | | | | | | | દિન |

આ કોષ્ટક જોતાં શીખશો તો બરાબર સમજી શકાશે.

---

## ॥ અથ ચાલતી દીન દશા સંખ્યા ॥

( માલીની છંદ. )

૨૦ ૫૦
રવિદિનનખસંખ્યા ચંદ્રમાવ્યોમબાણો
૫૮ ૫૬
ક્ષિતિતનયગજાબ્ધિ ચંદ્રજ:ષટ્ શરીણી
૩૬ ૨૮
શનીરસગુણુસંખ્યા વાકયતિ નાગબાણૈ
૪૨ ૭૦
નયન યુગ ચ રાહુ: સપ્તતિ શુક્ર સંખ્યા

**અર્થ**:—સૂર્યની દશા ૨૦ દિવસની, ચંદ્રની દશા ૫૦ દીવસની, મંગળની દશા ૨૮ દીવસની, બુધની દશા ૫૬ દીવસની, ગુરૂની દશા ૫૮ દીવસની, શુક્રની દશા ૭૦ દીવસની, શનીની દશા ૩૬ દીવસની, અને રાહુની દશા ૪૨ દીવસની જાણવી.

---

## ॥ દશા જાણવા માટે ॥

( અનુષ્ટુપ છંદ )

જન્મનાવિંશતીસૂર્યે તૃતિયદેશ ચંદ્રમા
ચતુર્થે ભૌમશ્ચાષ્ટોચ ષષ્ટેવેદ બુધસ્તથા
સપ્તમેશની દેશ શ્ચૈવ નવમેગુરૂરષ્ટકમ્
દશમે વિંશતિ રાહુ શેષી: શુક્રદશાસ્મૃતા

**અર્થ**:—હરકોઈ માણસને પોતાની રાશીનો સૂર્ય થાય તે દીવસથી ૨૦ દીવસ સુધી સૂર્યની દશા રહે, પોતાની રાશીથી ત્રીજી રાશીના સૂર્યના ૧૦ દીવસ જતાં સુધી ચંદ્રની દશા રહે, ચોથી રાશીના સૂર્યના ૪ દીવસ જતાં સુધી બુધની દશા રહે. સાતમી રાશીના સૂર્યના ૧૦ દીવસ જાય ત્યાંસુધી શનીની દશા રહે, નવમી રાશીના સૂર્યના

૮ દીવસ જાય ત્યાં સુધી ગુરૂની દશા રહે, ૧૦ મી રાશીના સૂર્યના ૨૦ દીવસ જાય ત્યાંલગી રાહુની દશા રહે અને બાકીની રાશીના સૂર્યના દિવસ પૂર્ણ થાય અર્થાત બારમો સૂર્ય ઉતરે ત્યાંસુધી શુક્રની દશા રહે છે.

---

## ॥ દશાનું ફલમ ॥

( શાર્દૂલવિક્રીડીત છંદ )

સૂર્યોવિતવિનાશન પ્રકુરૂતે ધર્માર્થ લાભં શશી
ભૌમઃ શસ્ત્રવિઘાતરોગ મરણં ચંદ્રાત્મજઃ સંપદમ્
મંદોમંદ ગતિ ગુરૂશ્ચ વિભવં રાહુસ્તથા બંધન
સર્વા ભીષ્ટફદપ્રદો નિગદિતઃ શુક્રા દશાસંસ્થિતઃ

**અર્થ:**—સૂર્યની દશા ધનનો નાશ કરે છે. ચદ્રની દશામાં ધર્મ અને ધનનો લાભ કરાવે છે. મગળની દશામાં શસ્ત્રથી પીડા, રોગ અને મરણ કરે છે. બુધની દશામાં સંપત્તિ આપે છે. શનીની દશામાં મદગતિ કરે છે. ગુરની દશામાં વૈભવ આપે છે. રાહુની દશામાં બધન પ્રાપ્ત થાય છે. અને શુક્રની દશામાં સર્વ પ્રકારનાં સુખ ઇષ્ટફળ આપે છે.

સમ્પૂર્ણમ્

---

## ॥ અથ પિત્રાદી દોષ વિચારઃ ॥

પિતૃજનકૃતદોષોદાહ તૃલગાપિચિંતા
જ્વર વમનકદુઃખં મેષલગ્નેથ પીડા
દ્વિજવર શુભ ભોજ્યં તર્પણં પિંડદાનં
શરમિત દિનપૂજા પિપ્પલસ્ય પ્રકુર્યાત

**અર્થ:**—મેષ લગ્નમાં પ્રશ્ન મુકાવનારને પિતૃઓનો દોષ જાણવો. તેથી તેના શરીરને વિષે દાહ, તૃષ્ણા, ચિન્તા, જ્વર, વમન અને મસ્તકની પીડા એ વીગેરે દુઃખ ઉત્પન્ન થાય છે. તેની શાંન્તીને માટે બ્રહ્મભોજન તર્પણ તથા પીંડદાન અને પાંચ દીવસ સુધી એક ઘડા પાણીથી પીંપળાની પૂજા કરી ફરતું પાણી રેડી પ્રદક્ષણા કરવી.

વૃષેગોત્રદોષોજ્વરસ્તાપતૃષ્ણા.
વંલંનિર્બળં કર્ણનેત્રે વિકાર:
કૃતેશક્તિ પાઠે ચ નૈવેદ્યદાને
કૃતેક્ષીર હોમાદીકે રોગનાશ.

**અર્થ**—પ્રશ્ન વરખ લગ્નમાં આવ્યો હોય તો ગોત્રનો દોષ જાણવો એથી તે માણસને જ્વર, તાપની તૃષ્ણા, બળનો નાશ, અને કાન તથા આંખને વિષે વિકાર થાય છે. હવે તેની શાંન્તી માટે ચંડીપાઠ, દેવીનુ નૈવેદનુ દાન અને અક્ષત વીગેરેનો હોમ કરવાથી તે રોગ નાશ થાય છે

સદાચિણ્ડદોષો યદાયુગ્મલગ્નં
કટૌચવ્યથા અંગભંગોભ્રમશ્ચલ
કૃતંસ્થાપનં પૂજનં પિંડદાનં
શતાષ્ય હુતી ગુંગ્ગુલસ્યાપિકુર્યાત

**અર્થ**:—મિથુન લગ્નમાં પ્રશ્ન આવ્યો હોય તો તે પણ દેવીનો દોષ જાણવો.
તેનાથી કેડમાં પીડા, શરીરનુ ભાંગી જવું, અને મગજ ભ્રમીત થવું, એ વિગેરે દુઃખ થાય છે તેની શાંન્તી માટે માતાજી સ્થાપન, ચંડીપાઠ, કરીને પીંડદાન કરવું. તેમજ ગુગળનો ધુપની આહુતી ૧૦૮ આપવી.

કર્કોદયે શાકિની દોષ મુગ્ર
ત્રજીર્ણવાતૈ મુખશીર્ષપીડા
નવેદ દાને પપસાયિ માષૌ
ઘૃત પ્રદીપૈઃ ખલુ દોષનાશઃ

**અર્થઃ**—કર્કના ઉદયને વિષે લગ્ન આવ્યો હોય તો શાકિનીનો મહા ભયંકર એવો દોષ જાણવો તેનાથી અજીર્ણ, વાયુ વડે મુખ તથા મસ્તકની પીડા થાય. તેની શાંન્તિ માટે ઘીનો દીવો કરી દૂધનુ નૈવેદ્ય કરવુ. જેથી તે દોષનો નાશ થાય છે.

સિંહોદયે પ્રેત મલીન દોષો
અગ્નિ પ્રકોપં વમનાતિસારમ્
દર્ભૈઃકૃતં પૂતલીકા વિધાનં
ભોજ્યંકૃતં પિંડતિલ તર્પણંચ

**અર્થ**—સિંહ લગ્નને વિષે પ્રશ્ન આવ્યો હોય તો મલીન એવો પ્રેતનો દોષ જાણવો. તેનાથી અગ્નિનો કોપ, ઉલટી અને અતિસાર (ઝાડો) થાય. તેની શાંન્તી માટે દર્ભથી પુતલવિધાન કરી બ્રાહ્મણભોજન જમાડવાં અને પીંડદાન અને તિલ તર્પણ કરવું.

કન્યાવિલગ્નેકૃતકર્મદોષ:
પ્રલાપમૂર્છાભ્રમદાહતાપ:
પંડગજાપ્યંદશમાંશહોમં
કૃતેભિષેકખલુદોષનાશ:

**અર્થઃ**—કન્યા લગ્નમાં પ્રશ્ન આવ્યા હોય તો કર્મનો દોષ જાણવો. તેનાથી પ્રલાપ (બહુ બોલવાનુ) મૂર્છા, ભ્રમ, દાહ અને તાવ ઉત્પન્ન થાય છે. તેની શાંન્તિ માટે દર્ભથી પુતલ વિધાન કરી બ્રહ્મભોજન, પિંડદાન અને તિલ તર્પણ કરવું.

તુલેક્ષેત્ર યાલકૃતો દુષ્ટ દોષો
જ્વરશ્ચાંગ પીડા તથા નેત્રરક્તમ્
ધૃતે રક્ત પુષ્પૈ સ્તથા સિંદુરેણુ
યુતંદાનમુકતં તિલાભાષ લોહમ્

**અર્થ**:—તુલા લગ્નમાં પ્રશ્ન આવ્યો હોય તો ક્ષેત્રપાલ સંબધી દોષ જાણવો. એનાથી તાવ, અગને પીડા અને રક્ત નેત્ર વિગેરે રોગ ઉત્પન્ન થાય છે. તેની શાંન્તી માટે ઘી અને રાતાં પુષ્પ સહિત સિદૂર તથા તલ અડદ અને લોઢું એ સર્વેનું બ્રાહ્મણને દાન આપવું.

વૈતાલદોષોડલિલગ્નેભવેશ્ચ
જ્વર: પ્રલાષો ભ્રમનેત્ર પીડા
તસ્મિન વિધાનં કરવીર પુષ્પો:
શતાષ્ટાહુતી ર્ગુગ્ગુલસ્ય પ્રકુર્યાત્

**અર્થ**:—વૃશ્ચિક લગ્નમાં જો પ્રશ્ન આવ્યો હોય તો વૈતાલ દોષને સૂચવનારૂ છે. તેનાથી તાવ અને નેત્રની પીડા થાય છે. માટે તેની શાંન્તી માટે કરણનાં ફુલ અને ગુગલ સહિત ૧૦૮ ઘીની આહુતી આપવી.

મહામારીદોષો ધનેચૈવલગ્ને
શીર્ષેચ પીડા જ્વર ગાત્રભંગો
તસ્માત્ કૃત્વા પુત્રલં ક્ષેત્રપાલં
ચંડી વિધાને કૃતે દોષનાશ:

**અર્થ**:—ધન લગ્નમાં પ્રશ્ન આવ્યો હોય તો મહામારીનો દોષ જાણવો. તેનાથી માથાને વીષે પીડા, અને તાવ, અને ગાત્ર નરમ થાય છે. તેની શાંન્તી માટે પુત્રલ વિધાન કરીને ક્ષેત્રપાલનું પૂજન કરીને ચંડીનું વિધાન કરવું. તેનાથી સઘળા દોષો નીવારણ થસે.

મૃગે મર્ગીણી રેફણી ક્ષેત્રપાલ
સદાનેત્ર પીડા જ્વરો દેહભંગ
કૃતે પુત્તલે રૂદ્ર પુજાચુતેચ
તથા વાભિષેકે કૃતે દોષનાશ :

**અર્થ:**—મકર લગ્નમાં પ્રશ્ન આવ્યો હોય તો મર્ગીણી, રેફણી અને ક્ષેત્રપાલનો દોષ જાણવો. તેનાથી નેત્રની પીડા, તાવ અને દેહનો ભગ થાય છે. તેની શાંન્તિ માટે પ્રથમ સ્નાન કરી દર્ભથી પુતલવિધાન તથા રૂદ્ર પુજા કરી રૂદ્રાભિષેક કરવો. તેનાથી શાંન્તી થસે.

ઘટે પૂર્વજો ગોત્રદેવ્યાદિદોષો
જ્વરો દ્રેગ શોકાતિસાર સ્તથૈવ
જળંપિપ્પલે દીયતે પિંડદાનં
તિલૈસ્તર્પણં બ્રહ્મ ભોજ્યાદિકંચ

**અર્થ:**—કુભ લગ્નમાં પ્રશ્ન આવ્યો હોય તો પૂર્વજનો અથવા ગોત્રદેવીનો દોષ જાણવો. તેનાથી તાવ, ઉદવેગ, શોક, અતિસાર થાય છે. તેને શાંન્તિ માટે પિપલે પાણી રેડી, પિંડદાન કરી, તિલ તર્પણ કરી, બ્રહ્મભોજન કરાવવું.

મીને શાકિની કર્કશો દોષઉગ્રો
હૃદિ જાઠરે દાહપીડા જ્વરશ્ચ
કૃતં પારણં બ્રહ્મ ભોજ્યાદીકંચ
શતાષ્ટાહુતી ગુંગ્ગુલસ્ય પ્રકૃયતી ॥

**અર્થ:**—મીન લગ્નમાં જો પ્રશ્ન આવ્યો હોય તો શાકિનીનો ઉગ્ર દોષ જાણવો. તેનાથી હૃદયમાં અને જઠરને વિષે પિડા તથા તાવ વીગેરે થાય છે.

તેની શાંન્તી માટે ગુગળનો હોમ કરવો. બ્રાહ્મણ ભોજન કરાવવું.

વિવસ્વાન્ યદા ચાષ્ટમો રિ:ફસંસ્થો
તદાક્ષેત્રપાલો મહા દોષકારી
અજે શાકિની પૂર્વજ: સિંહગેર્કે
સિતે દેવીદોષો બુધે પૂર્વજસ્ય
શનૌદ્રષ્ટી દોષો ભવે હાત્મજાતે
ગુંરા ચંળીકા વિઘ્રકર્ત્રી યદાસ્યાત્

**અર્થ**:—જો મીન રાશીનો સૂર્ય આઠમો હોય તો મહાદોષકારી ક્ષેત્રપાલનો દોષ સમજવો. મેષ રાશીનો સૂર્ય હોય તો શાકિનીનો જાણવો.

સિંહ રાશીનો સૂર્ય હોય તો પૂર્વજનોનો દોષ જાણવો.
ચંદ્રમાની રાશીનો સૂર્ય હોય તો દેવીનો દોષ જાણવો.
બુધની રાશીનો સૂર્ય હોય તો પૂર્વજનોનો દોપ જાણવો.
શનીની રાશીનો સૂર્ય હોય તો આત્મજાતિનો દોષ જાણવો.
ગુરૂની રાશીનો સર્ય હોય તો વિધ્નકર્તા અંબિકાનો દોષ જાણવો.

---

## ॥ અથ ગતવસ્તુનો લાભાલાભ તસ્કરવિચાર ॥

### ખોવાયલી યા ચોરાયલી વસ્તુ કઈ દિશા તરફ ગઈ હશે, તે જાણવાની વિગત

( અનુષ્ટુપ ૭૬ )

મેષેવૃષેચપૂર્વાયા આગ્નેય્યાંમિથુનેતથા
દક્ષિણે કર્કટેજ્ઞેયં નૈરૂત્યાંસિંહઇક્ષને
કન્યાયામુતરેજ્ઞેયં પ્રતીચ્યાંતુલવૃશ્ચિકે

## ધનેચૈવતુલાયામ્યાં મકરે કુંભેચ ઉત્તરે
## મીનેઈશદિશિજ્ઞેય મેતત્તતસ્કરલક્ષણમ્

મેષ તથા વૃષભ લગ્નમાં ખોવાયલી વસ્તુ પૂર્વમાં ગઈ છે.
મિંથુન લગ્નમાં ખોવાયલી વસ્તુ અગ્નિકોણમાં ગઈ છે.
કર્ક લગ્નમાં ખોવાયલી વસ્તુ દક્ષિણ દિશામાં ગઈ છે.
સિંહ લગ્નમાં ખોવાયલી વસ્તુ નૈરૂત્ય કોણમાં ગઈ છે.
કન્યા લગ્નમાં ખોવાયલી વસ્તુ ઉત્તર દિશામાં ગઇ છે.
તુલા તથા વૃશ્ચિક લગ્નમાં ખોવાયલી વસ્તુ પશ્ચિમ દીશામાં ગઈ છે
ધન લગ્નમાં ખોવાયલી વસ્તુ વાયવ્ય કોણમાં ગઈ છે.
મકર અને કુંભ લગ્નમાં ખોવાયલી વસ્તુ ઉત્તર દિશામાં ગઈ છે
મીન લગ્નમાં ખોવાયલી વસ્તુ ઈશાન કોણમાં ગઈ છે.
એ રીતે બરાબર જોતાં સમજવું.

## હવે ચોર શી જ્ઞાતીનો છે, તે જાણવા માટે અને કઇ રાશીના માણસે લીધું તે સમજવાની વિગત.

મેષેચ બ્રાહ્મણોશ્ચૌરો વૃષેચ ક્ષત્રીયોભવેત્
મીથુને વૈશ્યશ્ચૌરશ્ચ કર્કટે શુદ્ર એવચ
સિંહેતું સ્વજનશ્ચૌરઃ કન્યાયાંચ કલાંગના
પુત્રોવા યદીવા ભ્રાતાઃ તુલાયાં તસ્કરો ભવેત્
વૃશ્ચિકે ભ્રાતા શ્ચૌરશ્ચ ભાર્યા ચાથ ધનેપિચ
મકરે વૈશ્યશ્ચૌરાંચ કુંભેચ મૂષિકસ્તથા
મીને પૃથ્વીગતં પ્રાલં નાન્યથા તસ્કરો ભવેત્

મેષ લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર બ્રાહ્મણ જાણવો.
વૃષભ લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર ક્ષત્રિય જાણવો.
મિથુન લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર વૈશ્ય જાણવો.
કર્ક લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર શુદ્ર જાણવો.
સિંહ લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર સ્વજન (પોતાનો માણસ) જાણવો.
કન્યા લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર કુલની સ્ત્રી જાણવી.
તુલા લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર પુત્ર યા ભાઇ જાણવો.
ધન લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર સ્ત્રી જાણવી.
મકર લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર વૈશ્ય જાણવો.
કુભ લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર ઉદર જાણવો.
મીન લગ્નમાં ખોવાયલી વસ્તુનો ચોર પૃથ્વિમાં ગઈ છે.
એમ જોતાં જણાય છે.

## ખોવાયલી યા ચોરાથલી વસ્તુ કઇ દશામાં ગઈ, તે જાણવાનું કોષ્ટક.

| મે | વૃ. | મિ. | ક. | સિં. | કન્યા | રાશી |
|---|---|---|---|---|---|---|
| પૂર્વ | પૂર્વ | અગ્નિ | દક્ષિણ | નૈરૃત્ય | ઉત્તર | દિશા |
| બ્રાહ્મણ | ક્ષત્રી | વૈશ્ય | શુદ્ર | સ્વજન | કુલસ્ત્રી | ચોર |
| | | | | | | |
| તુ. | વૃશ્ચિક | ધ. | મ. | કુ. | મિ. | રાશી |
| પશ્ચિમ | પશ્ચિમ | વાયવ્ય | ઉત્તર | ઉત્તર | ઈશાન | દિશા |
| પુત્ર-ભાઈ | ભાઈ | સ્ત્રી | વૈશ્ય | ઉદર | પૃથ્વી | ચોર |
| | | | | | | |

## ॥ ઉચ્ચ નીચ ગ્રહબોધક ચક્ર ॥

| ર. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. | કે. | ગ્રહ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦૧ | ૦૨ | ૧૦ | ૦૬ | ૦૪ | ૧૨ | ૦૭ | ૦૩ | ૦૯ | રાશી | ઉચ્ચ |
| ૧૦ | ૦૩ | ૨૮ | ૧૫ | ૦૫ | ૨૭ | ૨૦ | ૦૦ | ૦૦ | અંશ | |
| ૦૭ | ૦૮ | ૦૪ | ૧૨ | ૧૦ | ૦૬ | ૦૧ | ૦૮ | ૦૩ | રાશી | નીચ |
| ૧૦ | ૦૨ | ૨૮ | ૧૫ | ૦૫ | ૨૭ | ૨૦ | ૦૦ | ૦૦ | અંશ | |

॥ ઇતિ પ્રશ્ન ભાવ સમ્પૂર્ણમ્ ॥

---

## ॥ અથ શ્રી ગંજેન્દ્રમોક્ષ પ્રારંભ. ॥

### (શતાનીક ઉવાચ)

મયા હિ દેવદેવસ્ય વિષ્ણોરમિતતેજસઃ
શ્રુતઃ સંભૂયતઃ સર્વા ગદતસ્તવ સુવ્રત ॥ ૧ ॥

શતાનીક પૂછે છે—હે સૂત! મેં તમારા કહેવાથી દેવના દેવ અને અપાર તેજવાળા શ્રી વિષ્ણુના સર્વે જન્મો તથા પરાક્રમો સાંભળ્યા.

યદિ પ્રસન્નો ભગવાનનુગ્રાહ્યોઽસ્મિ વા યદિ
તદહં શ્રોતુમિચ્છામિ નૃણાં દુઃસ્વપ્નાશનમ્ ॥ ૨ ॥

હે મહારાજ! હવે જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો અથવા તો હુ તમારા અનુગ્રહને પાત્ર હોઉં તો મનુષ્યોને આવતાં દુષ્ટ સ્વપ્નાનો નાશ કરે એવી કોઈ કથા તમારી પાસેથી હુ સાંભળવાની ઈચ્છા રાખુ છું.

સ્વાનાદિષુ મહાભાગ દસ્યંતે યે શુભાશુભ :
ફલાનિ ચ પ્રયચ્છંતિ તદ્ગુણાન્યેત માર્ગવ ॥ ૩ ॥

હે મહા ભાગ્યવાળા ભાર્ગવ ! સ્વપ્ન વગેરેમાં સારા નરતા જે પદાર્થો પોત પોતાના ગુણ પ્રમાણેજ શુભાશુભ ફળો આપે છે.

તાદક પુણ્યં પવિત્રંચ નૃણામતિશુભપ્રદમ્
દુષ્ટસ્વપ્નો પશમનં તન્મે વિસ્તરતો વદ ॥ ૪ ॥

મનુષ્યોને અતિ શુભ ફળ આપનારી તથા દુષ્ટ સ્વપ્નનો નાશ કરનારી કોઈ પુણ્યવાળી પવિત્ર કથા હોય તો તે મને વિચારથી કહો.

(શૌનક ઉવાચ.)

ઇદમેવ મહાભાગ. પૃષ્ટવાન્સ્વપિતામહમ્
ભીષ્મં ધર્મભૃતાં શ્રેષ્ટં ધર્મપુત્રો યુધિષ્ઠિર ॥ ૫ ॥

શૌનક કહે છે કે–હે મહા ભાગ્યશાળી ! પૂર્વે ધર્મના પુત્ર યુધિષ્ઠિરે પણ ધર્મવતોમાં શ્રેષ્ટ અને પોતાના પિતામહ એવા ભીષ્મને આજ પ્રશ્ન પૂછ્યો હતો.

(ભીષ્મ ઉવાચ.)

આદ્યં પુરૂષમાંસીન પુરૂહુતં પુરાતનમ્
ઋતમેકાક્ષંર બ્રહ્મ વ્યક્તાવ્યકતં સનાતનમ્ ॥ ૬ ॥

ભીષ્મ કહે છે–આદિપુરૂષ, ઈશ્વર, બહુ યજ્ઞાથી યજ્ઞયલા, પુરાતન દેવ, સત્યમૂર્તિ, ૐકારમૂર્તિ, બ્રહ્મરૂપ, સાકાર, નિરાકાર સવ દેવને નમસ્કાર કરીને કથા કહુ છું.

અસચ્ચ સચ્ચ યદ્વિશ્વં નિત્યં સદસત: પરમ્
પરં પરાણાં સ્રષ્ટારં પુરાણં પરમવ્યયમ્ ॥ ૭ ॥

માંગલ્યં મંગલં વિષ્ણું વરેણ્યમનઘં સુચિમ્
નમસ્કૃત્ય હૃષીકેશં ચરાચરગુરૂં હરિમ્ ॥ ૮ ॥

સનાતન પુરૂષ, કાર્યરૂપ, કારણરૂપ, વિશ્વમૂર્તિ નિત્ય, કાર્ય કરનારા એવા પરમાત્મા, અવિનાશી, મંગલમૂર્તિ મગળ, વિષ્ણું, વરેણ્ય, એવા દેવનાદેવ ને નમસ્કાર કરીને કથા કહું છું.

પ્રવક્ષ્યામિ મહાપુણ્યં કૃષ્ણદ્વૈપાયનસ્ય ચ
યેનોક્તેન શ્રુતેનાપિ નશ્યતે સર્વપાતકમ્ ॥ ૯ ॥

સ્થાવર તથા જંગમના ગુરૂ અને ઈન્દ્રિઓના સ્વામિ એવા શ્રીહરીને નમસ્કાર કરીને વેદવ્યાસે કહેલી પવિત્ર કથા તમને કહું છુ. તે સાંભળવાથી મનુષ્યોનાં સર્વ પાપ નાશ પામે છે.

નારાયણસમો દેવો ન ભૂતો ન ભવિષ્યતિ.
એતેન સત્યવાક્યેન સર્વાર્થાન્સાધયામ્યહમ્ ॥ ૧૦ ॥

નારાયણના સમાન દેવતા થયા નથી, અને થશે પણ નહી. આ સત્ય વાક્ય વડે હુ મારાં સર્વ કાર્યો સાધુ છુ.

કિં તસ્ય વહુભિર્મન્ત્રૈ: કિં તસ્ય બહુભિર્વ્રતૈ:
નમો નારાયણાયેતિ મંત્ર: સર્વાર્થસાધક ॥ ૧૧ ॥

જે મનુષ્યે સર્વ અર્થને આપનાર નમો નારાયણાય એ મંત્રને સિદ્ધ કર્યો છે. તેને ઘણા મત્રો જપવાનું કઈ પ્રયોજન નથી.

જન્નેબહુન્નં પરમત્યુદારંયં દ્વીપમધ્યેસુતમાત્મવંતમ્
પરાશરાન્દંધવતીમહર્ષેસ્તસ્મૈનમોઽજ્ઞાનતમોનુદાય ॥ ૧૨ ॥

ગંધવતી નામનાં સ્ત્રીએ મહર્ષિ પરાશરથી બહુ જ્ઞાનવાળા, તથા આત્મજ્ઞાની એવા પુત્રને દ્વીપમાં ઉત્પન્ન કર્યા હતા. તે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર શ્રીવેદવ્યાસને નમસ્કાર છે.

નમો ભગવતે તસ્મૈ વ્યાસાયમિતતેજસે.
યસ્ય પ્રસાદા દ્વક્ષ્યામિનારાયણકથામિમામ્ ॥ ૧૩ ॥

અપાર તેજવાળા ભગવાન વેદવ્યાસને નમસ્કાર કરીને તેમના પ્રસાદથી હું આ નારાયણની પવિત્ર કથા તમને કહું છું.

વૈશંપાયનમાસીંન પુરાણોક્તિવિચક્ષણમ્
ઇમમર્થંસ રાજર્ષિ: પૃષ્ટવાન્ જનમેજય: ॥ ૧૪ ॥

એક સમયે પુરાણની કથા કહેવામાં મહાનિપુણ વૈશપાયન મુનિ બેઠા હતા ત્યારે રાજર્ષિ જનમેજયે આ જ પ્રશ્ન તમને પૂછયો હતો.

(જનમેજય ઉવાચ.)

કિં જપન્મુચ્યતે પાપાત્કિં જપન્સુખમશ્નુતે
દુઃસ્વાન નાસનં પુણ્ય શ્રોતુમિચ્છામિ માનદ ॥ ૧૫ ॥

જનમેજય પૂછે છે—હે માન આપવા યોગ્ય ! મનુષ્ય કયા મંત્રનો જપ કરવાથી સુખ ભોગવે છે. અને કયા મત્રનો જપ કરવાથી નઠારાં સ્વપ્નનો નાશ થાય. એવી કથા સાંભળવાની ઈચ્છા રાખું છું.

( વૈશંપાયન ઉવાચ. )

એવમેવ પુરા પ્રશ્નં પૃષ્ટવાંસ્તે પિતામહઃ
ભીષ્મં વૈ વ્રતિનાં શ્રેષ્ટં તં ચાહં કથયામિ તે ॥ ૧૬ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તમારા પિતામહ યુધિષ્ઠિરે પણ પૂર્વે આ પ્રમાણેજ વ્રત કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ્ પિતામહને પ્રશ્ન પૂછયો હતો

દેવવ્રતં મહાપ્રાજ્ઞં સર્વશાસ્ત્ર વિસારદમ્
વિનયેનોપસંગમ્ય પર્ય પૃચ્છ યુધિષ્ઠિરઃ ॥ ૧૭ ॥

પૂર્વે યુધિષ્ઠિર રાજાએ મહાબુદ્ધિશાળી અને સવ શાસ્ત્રમાં કુશળ એવા ભીષ્મ પિતામહની પાસે જઇને વિનયપૂર્વક આવો પ્રશ્ન પૂછયો હતો.

(યુધિષ્ઠિર ઉવાચ.)

દુઃખાનદર્શનં ઘોરમવેક્ષ્ય ભરતર્ષભ
પ્રયતઃકિં જપે જન્નાપ્યં વિબુદ્ધઃ કિમનુસ્મરેત્ ॥ ૧૮ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતવંશમાં શ્રેષ્ઠરાજન ! દુઃખ દેખાડનારૂં ભયંકર એવું દુષ્ટ સ્વપ્ન જોઈને જાગ્રત થયા પછી મનુષ્યે સાવધ થઇને કયા મંત્રનો જપ કરવો ?

કસ્ય કુર્યાન્નમસ્કારં પ્રાતરૂત્થાયં માનવઃ
કિં ચ ધ્યાયેત સતંતં કિં પૂજ્યં વા ભવેત્સદા ॥ ૧૯ ॥

વળી મનુષ્યે નિત્ય સવારમાં ઉઠીને કયા દેવને નમસ્કાર કરવા ને કોનું ધ્યાન ને કોની પૂજા કરવી.

પિતામહ પ્રસાદેન બુદ્ધિભેદો ભવેન્ન મે
તદહં શ્રોતુમિચ્છામિ બ્રહુની બહુતાંવર ॥ ૨૦ ॥

હે પિતામહ ! જેની કૃપાથી મારી બુદ્ધિમાં ફેરફાર થાય નહી, તેવા પરમાત્માની કથા હું તમારી પાસેથી સાંભળવાની ઈચ્છા રાખું છું.

( ભીષ્મ ઉવાચ. )

શ્રૃણુ રાજન્મહાબાહો કથયિષ્યે હ શાતિકમ્
દુઃસ્વપ્નદર્શને જાપ્યં યદ્વા નિત્યં સમાહિતૈઃ ॥ ૨૧ ॥

ભીષ્મ કહે છે—હે મ્હાબાહુ રાજન ! જ્યારે દુષ્ટ સ્વપ્ન આવે ત્યારે મનુષ્યોએ સાવધાન થઇને નિત્ય કરવા યોગ્ય શાંતિકારક જપ અથવા બીજાં કર્મો કરવાં તે જપ તથા કર્મો હું તને કહુ તે સાંભળ.

અત્રાપ્યુદાહરંતિમમીતિહાસં પુરાતનમ્
ગર્જેન્દ્રમોક્ષણું પુણ્યં કૃષ્ણસ્યાદ્ભુ તકર્મણુઃ ॥ ૨૨ ॥

આ વિષયમાં અદ્‌ભુત પરાક્રમવાળા શ્રી કૃષ્ણે ગજેન્દ્રનો મોક્ષ કર્યો હતો. તે પ્રાચીન પવિત્ર કથા એક દ્રષ્ટાંતરૂપે તને કહું છુ.

સર્વરત્નમયઃ શ્રીમાસ્ત્રિકુટો નામ પર્વતઃ
સુતઃ પર્વતરાજસ્ય સુમેરો ર્ભાસ્કરધ્રુતેઃ ॥ ૨૩ ॥

સુર્યના જેવી કાંતિવાળા પર્વતોના રાજા સુમેરનો પુત્ર અને રત્નોથી ભરેલો શ્રીમાન ત્રિકૂટ નામે એક પર્વત છે.

ક્ષીરોદજલવીચ્યુગ્રૈધૌતિમલશિલાતલ:
ઉત્થિત: સાગરં ભિત્વા દેવર્ષિગણુસેવિત્: ॥ ૨૪ ॥

ક્ષીરસાગરના પાણીના મોટા તરંગો વડે તે પર્વતનાં શિલાતલો ધોવાઈને નિર્મળ થાય છે. અને તે ક્ષીરસમુદ્રના કિનારા ઉપર ઉભો છે. તે જાણે સમુદ્રને ભેદીને બહાર નિકળ્યો છે. તે પર્વત ઉપર તથા આસપાસ દેવર્ષિઓનાં મણ્ડળો વસતાં હતાં.

અપ્સરોભિ: પરિવૃત: શ્રીમાન્પ્રસ્રવણાકુલ:
ગંધર્વૈ: કિન્નરૈર્યક્ષૈ: સિદ્ધચારણુપન્નગૈ: ॥ ૨૫ ॥

અપ્સરાઓથી ચારેબાજુથી વિટાયલો, શોભાયમાન, સુંદર ઝરણાંથી ભરપૂર, ગંધર્વો કિન્નરોથી શોભી રહ્યો છે.

મૃગૈ: સિંહૈર્ગજેંદ્રૈશ્ચ વૃતગાત્રો વિરાજતે
પુન્નાગૈ: કર્ણિકારૈશ્ચ સુબિલ્વૈ દિંવ્યપાટલૈ: ॥ ૨૬ ॥

યક્ષો, સિધ્ધો, ચારણો, સર્પો, મૃગો, સિંહો, અને મોટા મોટા હાથીઓથી ભરપુર શિખરવાળો તે પર્વ છે. તેનાં પુન્નાગ, કર્ણિકાર, સુંદર બીલીનાં ઝાડ, દિવ્ય પાટલાનાં વૃક્ષો છે.

ચૂતનિંબકદંબૈશ્ચ ચંદનાગુરૂચંપકૈ:
શાલૈસ્તાલૈસ્તમાલૈશ્ચ તરૂભિશ્ચાર્જુનૈસ્તથા ॥ ૨૭ ॥

આંબાઓ, લિંબડાઓ, કદંબો, ચંદન, અગર, ચંપાઓ, શાલ, તાલ, તમાલ, અર્જુન પુષ્પવાળાં પણ છે.

બકુલૈ: કુંદપુષ્પૈશ્ચ સરલૈર્દેવદારૂભિ:
મંદારકુસુમૈશ્ચાન્યૈ: પારિજાતૈશ્ચ સર્વશ: ॥ ૨૮ ॥

બોરશળીનાં અને કુદનાં વૃક્ષો, સરલનાં વૃક્ષો, દેવદારૂનાં વૃક્ષો, પુષ્પિત મંદારનાં તથા બીજા પુષ્પવાળાં પારિજાતકનાં વૃક્ષો છે.

એવં બહુવિધૈર્વૃક્ષૈ: સર્વત: સમલંકૃત:
નાનાધાત્વંકિતૈ: શૃંગૈ: પ્રસ્રવાભ્દિ: સમંતત: ॥ ૨૯ ॥

વગેરે અનેક પ્રકારનાં પુષ્પનાં વૃક્ષોથી ચારે તરફ ઝરણનાં પાણી ઝરતાં શિખરોથી ત્રિકુટ પર્વત શોભે છે.

શોભિતો રૂચિરપ્રખ્યૈસ્ત્રિભિર્વિસ્તીર્ણસાનુભિ:
મૃગૈ: શાખામૃગૈ: સિંહૈર્માતંગૈશ્ચ સદા મદૈ: ॥ ૩૦ ॥

વળી સુદર કાંતિવાળાં ત્રણ વિશાલ શિખરોવડે, મૃગોવડે, અને સિંહોવડે, અને નિરતર મદ ઝરતા હાથીઓવડે શોભાયમાન છે.

જીવંજીવકસંઘુષ્ટં ચકોરસિખિનાદિતમ્
તસ્યૈકં કાંચનં સૃંગં સેવતે યદ્દિવાકર: ॥ ૩૧ ॥

ચકોર, ચક્રવાક અને મયુરોના મધુર શબ્દોથી ગાજી રહેલું તે પર્વતનું એક શિખર સુવર્ણનું છે. તેની ઉપર ભગવાન સૂર્ય નારાયણ નિવાસ કરે છે.

નાનાપુષ્પસમાકીર્ણં નાનાસૃંગૈ:સમાકુલમ્
દ્વિતીયં રાજતં શૃંગં સેવતે યન્નિશાકર: ॥ ૩૨ ॥

અનેક જાતનાં સુગંધી પુષ્પોથી ભરપુર અને અનેક શિખરોથી વિંટાયલું તેનુ બિજું શિખર રૂપાનું છે. તેની ઉપર ચંદ્ર નિવાસ કરે છે.

પાડુંરાબુદસંકાશં તુષારચયસન્નિભમ્
વજ્રેંદ્રનીલવૈડૂર્યતેજોભિર્ભાસયન્નભઃ ॥ ૩૩ ॥

તે શિખર શ્વેત મેઘના જેવુ અને હિમના ઢગ જેવું દેખાય છે. વળી હીરા, ઈંદ્રનીલ તથા વૈડુર્યની કાંતિથી આકાશને પ્રકાશમાન કરે છે.

તૃતીયંબ્રહ્મસદનં પ્રકૃષ્ટંસ્ગંગમુત્તમમ્
પદ્મરાગસમપ્રખ્યં તારાગણસમન્વિતમ્ ॥ ૩૪ ॥

તેનું ત્રીજું શિખર પદ્મરાગના જેવુ કાંતિવાળુ તથા તારાગણોથી ભરપુર છે અને તે બ્રહ્મસદન કહેવાય છે.

નૈતત્કૃતઘ્નાઃ પશ્યંતી ન નૃસંસા ન નાસ્તિકાઃ
નાતપ્તતપસો લોકે યે ચ પાપકૃતો જનાઃ ॥ ૩૫ ॥

કૃતઘ્ની પુરૂષો, નઠારા પુરૂષો, તપશ્ચર્યા નહી કરનારા અને જગતમાં પાપ કરનાર મનુષ્યો, એ પર્વતને જોવા પણ પામતા નથી.

નાનારાધિતગોવિંદાઃ શૈલંપશ્યંતી માનવાઃ
તસ્ય સાનુમતઃ પૃષ્ઠે સરઃ કાંચનપંકજમ્ ॥ ૩૬ ॥

જેઓએ નાના પ્રકારની પુજાઓથી શ્રીકૃષ્ણની આરાધના કરેલી હોય તે મનુષ્યો આ પર્વતને જુએ છે તેની પાછળ સરોવર છે તેમાં સુવર્ણનાં કમળો થાય છે.

કારંડવસાકીર્ણુ રાજહંસોપશોભિતમ્
મત્તભ્રમરસંઘુષ્ટં ચકોરશિખિનાદિતમ્ ॥ ૩૭ ॥

તે સરોવર કારંડવોથી ભરપુર રહે છે. રાજહંસોથી શોભાયમાન છે. અને મદમત્ત ભ્રમરોના ગુંજારવથી તથા ચકોરો અને મયૂરોના ટૌકાઓથી ગાજી રહે છે.

કમલોત્પલકહ્લારપુંડરીકોપશોભિતમ્
કાંચનૈઃ કુમુદૈઃ સતપત્રૈશ્ચ સમલંકૃતમ્ ॥ ૩૮ ॥

વળી કમલ, ઉત્પલ, કહ્લાર, પુંડરીક, અને સુવર્ણનાં કમળોથી તે નિરંતર શોભાયમાન લાગે છે.

પદ્મૈર્મરક્તપ્રખ્યૈઃ પુષ્પૈઃ કાંચનસન્નિભૈઃ
ગુલ્મૈઃ કીચકવેણૂનાં સમંતાત્પરિવારિતમ્ ॥ ૩૯ ॥

મરકતમણીનાં જેવાં કાંતિવાળાં કમળો વડે, સુવર્ણના જેવાં સુંદર પુષ્પોવડે તથા પોલા વાંસના ગુલ્મોવડે તે ચારે તરફથી વિંટાયલુ છે.

અત્યદ્ભુતંમહાસ્થાનં વિચિત્રશિખરાકુલમ્
શતયોજનવિસ્તીર્ણં શતયોજનમાયતમ્ ॥ ૪૦ ॥

તે મહાસ્થાન અત્યંત અદ્ભુત દેખાવોવાળું છે. વિચિત્ર શિખરોથી ભરપુર છે તથા સો યોજનમાં પહોળું અને સો યોજનમાં લાંબું છે.

પંચયોજનમૂર્ધાનં સર એતત્પ્રમાણતઃ
હિમખંડોદકં રાજન્સુસ્વાદમમૃતોપમમ ॥ ૪૧ ॥

તે પાંચ યોજન ઉંચુ છે. અને તેમાં હિમના કડકા જેવું ઘણું સ્વાદિષ્ટ અને અમૃતના જેવુ મીઠું જલ ભરેલુ છે.

ત્રૈલોકયેડદૃષ્ટપૂર્વં ચ યત્તત્સરમનુત્તમમ્
સુપ્રસન્નં સરો દિવ્યં દેવાનામપિ દુર્લભમ્ ॥ ૪૨ ॥

આ સરોવર ત્રણે લોકમાં પુર્વે જોવામાં આવેલું નહી એવું સર્વ કરતાં સારૂ નિર્મળ જળથી ભરેલું અર્થાત્ સર્વોત્કૃષ્ટ અને દિવ્ય વિભૂતિથી અલંકૃત છે.

ખાતેન દ્વિગુણં પ્રોક્તં શરદ્દ્યૌરિવ નિર્મલમ્
ઉપહારાય દેવાનાં સિદ્ધાદ્યર્ચિતપંકજમ્ ॥ ૪૩ ॥

તે સરોવર ઉંડાઈમાં બમણું છે. શરદઋતુના આકાશ જેવું નિર્મળ છે અને સિદ્ધ પુરૂષો તેનાં સુંદર કમળો દેવોને માટે ચુંટયાં કરે છે.

તસ્મિન્સરસિ દુષ્ટાત્મા વિરૂપોંડતર્જલાશયઃ
આસિદ્ગ્રાહો ગજેન્દ્રાણાં દુરાધર્ષો મહાબલઃ ॥ ૪૪ ॥

દુષ્ટ મનનો, ભયંકર આકારવાળો, બહુ બળવાળા મોટા હાથીઓથી પણ મહા કષ્ટે જેનો પરાજય કરી શકાય એવો એક મઘર તે સરોવરના પાણીમાં રહેતો હતો.

અથ દંતોજ્જ્વલમુખઃ કદાચિન્દ્ગજયૂથપઃ
આજગામ તૃષાક્રાંતઃ કરેણુંપરિવારિતઃ ॥ ૪૫ ॥

એક સમયે ધોળા દંતુશળથી ઉજ્જવળ મુખવાળો હાથીનાં ટોળાંનો અધિપતી એક ગજેંદ્ર તરસ લાગવાથી હાથણીઓવડે વિંટાઈને તે સરોવર ઉપર પાણી પીવા આવ્યો.

મદાસ્ત્રવી જલાકાંક્ષી પાદચારીવ પર્વત
વાસયન્મદગંધેન મહાનૈરાવતોપમઃ ॥ ૪૬ ॥

તેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો, તેને પાણી પીવાની ઈચ્છા થઈ હતી; પગથી ચાલતાં પર્વતના જેવો તે દેખાતો હતો; મદની સુગંધથી ચારે તરફ સુવાસ ફેલાતી હતી; અને એક મોટા ઐરાવત હાથી સમાન દેખાતો હતો.

ગજો હ્યંજનસંકાસો મદાચ્ચલિતલોચનઃ
તૃષિતઃ પાનકામોડયમવતીર્ણશ્ચ તત્સરઃ ॥ ૪૭ ॥

આંજણના પર્વત જેવો તે શ્યામ રંગનો હતો ને મદને લીધે તેની આંખો ફરી ગઈ હતી. તે તૃષાતુર હોવાથી પાણી પીવા માટે સરોવરમાં ઉતર્યો.

પિબતસ્તસ્ય તત્તોયં ગ્રાહશ્ચ સમપદ્યત
સુલીનઃ પંકજવને યૂથમધ્યગત કરી ॥ ૪૮ ॥

હાથીઓનાં ટોળાની વચ્ચે મહાલતો તે કમળના વનમાં રહીને સરોવરનું પાણી પીતો હતો. એવામાં તેની પાસે એક મઘર આવ્યો.

ગૃહીતસ્તેન રૌદ્રેણ ગ્રાહેણાતિબલીયસા
પશ્યંતીનાં કરેણુનાં ક્રોશંતીના સુદારૂણમ્ ॥ ૪૯ ॥

તેને જોઈને હાથણીઓ અતિ દારૂણ સ્વરે રૂદન કરવા લાગી. ને હાથણીઓના દેખતાંજ તે મહા ભયકર અને અતિબળવાન મઘરે તે ગજપતિ ને પગે વળગીને તેને પકડી પાડયો.

નીયતે પંકજવને ગ્રાહેણાવ્યક્તમૂર્તિના
ગજો હ્યાકર્ષતે તીર ગ્રાહશ્ચાકર્ષતે જલમ્ ॥ ૫૦ ॥

મઘર હાથીને કમળનાં વન તરફ તાણવા લાગ્યો એટલે મઘર અને હાથીને ખેચાખેચ થવા લાગી. હાથી તેને કિનારા તરફ લઇ જવા લાગ્યો અને તે હાથીને પાણી તરફ ખેચવા લાગ્યો.

તયોર્યુદ્ધ મહાઘોરં દિવ્યવર્ષસહસ્ત્રકમ્
વારૂણૈઃ સંયુતઃ પાસૈર્નિષ્પ્રયત્નગતિઃ કૃતઃ ॥ ૫૧ ॥

તે બન્ને વચ્ચે એક હજાર વર્ષ સુધી મહા ભયંકર યુદ્ધ ચાલ્યું. મઘરે વરૂણની પાશોથી તે હાથીને બાંધી લઈ બલરહીત કરી નાંખ્યો.

બેષ્ટયમાનઃ સ ઘોરૈસ્તુ પાસૈર્નાગો દઢૈસ્તથા
વિસ્કુર્જિત મહાશક્તિ વિક્રોશંશ્ચ મહારવાન્ ॥ ૫૨ ॥

હાથી, ભયકર અને દૃઢ એવી વરૂણની પાશોવડે વિંટાઈ ગયો, ત્યારે તેણે પોતાની મહાશક્તી પ્રકાશ કરી મોટે સાદે પોકારવા લાગ્યો.

વ્યથિતઃ સ નિરૂત્સાહો ગૃહીતો ઘોરકર્મણા
પરમાપદમાપન્નો મનસાઽચિંતયદ્ધરિમ્ ॥ ૫૩ ॥

ભયકર કર્મ કરનારા મઘરે તે હાથીને પકડયો હતો, તેથી તે પીડાવા લાગ્યો, ઉત્સાહરહિત થઈ ગયો, પરમ આપત્તિમાં આવી પડયો, અને તે મનમાં શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યો.

સ તુ નાગવરઃ શ્રીમાન્નારાયણ પરાયણઃ
તમેવ શરણં દેવં ગતઃ સર્વાત્મના સદા ॥ ૫૪ ॥

જે સમયે મઘર હાથીને ગળવા લાગ્યો, તે સમયે નારાયણ ઉપરજ આશ્રય રાખનાર શ્રીમાન ગજેદ્ર, સર્વ ભાવવડે શ્રીનારાયણ દેવને શરણે ગયો.

એકાગ્રો નિગૃહીતાત્મા વિશુદ્ધેનાંતરાત્મના
નૈકજન્માંતરભ્યાસાદ્ભક્તિમાન્ગરૂડધ્વજે ॥ ૫૫ ॥

તેણે એકાગ્ર થઈને મનને વશ કર્યું અને અનેક પૂર્વ જન્મોના અભ્યાસથી શ્રીગરૂડધ્વજ—કૃષ્ણ ઉપર ભક્તિ રાખનારો ગજેદ્ર શ્રીકૃષ્ણનું શુદ્ધ અતઃકરણથી સ્મરણ કરવા લાગ્યો.

નાન્યંદેવ મહાદેવાત્પુજ્યામાસ કેશવાત્
દિગ્બાહું સ્વર્ગમૂર્ધાનં ભુઃપાદં ગગનોદરમ્ ॥ ૫૬ ॥

આ ગજેદ્ર, મહાદેવ એવા શ્રીહરિ વિના બીજા કોઈ દેવની પૂજા કરતો ન હતો.

આદિત્યચંદ્રનયનમનંતં વિશ્વતોમુખમ્
ભુતાત્મનં ચ મેઘાભંશંખંચક્ર ગદાધરમ્ ॥ ૫૭ ॥

સ્વર્ગ જેનુ મસ્તક છે, પૃથ્વી જેનાં ચરણુ છે, આકાશ જેનું ઉદર છે, સૂર્ય અને ચંદ્ર જેનાં નેત્રો છે એવા, અપાર, વિશ્વમાં સર્વ ઠેકાણે વ્યાપક, પ્રાણીઓના આત્મા, મેઘના જેવા શ્યામ વર્ણના, શંખ, ચક્ર, ગદા, અને કમળને ધારણ કરનારા છે.

સહસ્રશુભનામાનમાદિદેવમજંવિભુમ્
સંગૃહ્ય પુષ્કરાગ્રેણ કાંચનં કમલોત્તમમ્ ॥ ૫૮ ॥

તથા હજાર ઉત્તમ નામવાળા, આદિદેવ અજન્મા અને વ્યાપક એવા પરમાત્મા શ્રીકૃષ્ણનું મનમાં ધ્યાન કર્યું. પછી શુંઢના અગ્રભાગમાં સુવર્ણનું ઉત્તમ કમળ ગ્રહણ કરીને શ્રીકૃષ્ણને અર્પણ કર્યું.

નિવેધ મનસા ધ્યાત્વા પૂજાં કૃત્વા જનાર્દને
આપદ્વિમોક્ષમન્વિચ્છન્ગજઃ સ્તોત્ર મુદીરયત્ ॥ ૫૯ ॥

અને જનાર્દન એવા શ્રીહરીની પૂજા કરી તથા પછી આપત્તિમાંથી છૂટવાની ઈચ્છાથી એ હાથી નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.

( ગજેન્દ્ર ઉવાચ )

ૐ નમો મૂલપ્રકૃતયે અજીતાય મહાત્મને
અનાશ્રયાય દેવાય નિઃસ્પૃહાય નમો નમઃ ॥ ૬૦ ॥

ગજેન્દ્ર સ્તુતિ કરે છે—મુળ પ્રકૃતિરૂપ, અજીત અને મહાત્મા એવા પરમાત્માને નમન કરું છું.

નમ આદ્યાય બીજાય આર્ષેયાય મહાત્મને
અનંતાય ચ નેકાય અવ્યક્તાય નમો નમઃ ॥ ૬૧ ॥

જગતના આદિ કારણભૂત ઋષિઓએ ગાયેલા અને સંસારની પ્રવત્તિ કરનાર મહાત્માને નમસ્કાર કરૂ છુ.

નમો ગુહ્યાય ગૂઢાય ગુણાય ગુણધર્મિણે
અતર્ક્યાયાપ્રમેયાય અતુલાય નમો નમઃ ॥ ૬૨ ॥

ઘણા છૂપા, ગૂઢ, ગુણરૂપ અને ગુણના ધર્મો જેમનામાં છે એવા દેવને નમન કરૂ છુ.

નમઃસિવાય શાન્તાય નિશ્ચયાય યશસ્વિને
સનાતનાય પૂર્વાય પુરાણાય નમો નમઃ ॥ ૬૩ ॥

કલ્યાણરૂપ, શાંતમૂર્તિ અને યશસ્વી એવા દેવને નમન કરૂં છું. સનાતન પુવ પુરૂષ એવા દેવને નમસ્કાર કરૂં છુ.

નમો જગત્પ્રતિષ્ઠાય ગોવિંદાય નમો નમઃ
નમો દેવાધિદેવાય સ્વભાવાય નમો નમઃ ॥ ૬૪ ॥

જગતનું સ્થાપન કરનારને નમસ્કાર કરૂં છું. દેવના પણ મહાદેવને નમન કરૂં છું તથા સ્વભાવસ્વરૂપ દેવને વારવાર નમસ્કાર કરૂ છુ.

નમોઽસ્તુ પદ્મનાભાય સાંખ્યયોગોદ્ભવાય ચ
વિશ્વેશ્વરાય દેવાય શિવાય હરયે નમઃ ॥ ૬૫ ॥

જેમની નાભિમાં કમળ છે તથા યોગ માર્ગની જેમણે પ્રવૃત્તિ કરી છે એવા દેવને નમસ્કાર કરૂ છું. વિશ્વના ઈશ્વર, દેવ અને શિવસ્વરૂપ એવા શ્રીહરીને નમસ્કાર કરૂં છુ.

નમોઽસ્તુ તસ્મૈ દેવાય નિર્ગુણાય ગુણાત્મને
નારાયણાય દેવાય દેવાનાં પતયે નમઃ ॥ ૬૬ ॥

નિર્ગુણ છતાં પણ ગુણસ્વરૂપ દેવના પતિ શ્રીનારાયણ દેવને નમસ્કાર કરૂં છુ.

નમોનમઃકારણવામનાય
નારાયણાયમિતવિક્રમાય
શ્રી શાર્ઙ્ગચક્રાસિગદાધરાય
નમોઽસ્તુ તસ્મૈ પુરૂષોત્તમાય ॥ ૬૭ ॥

વામનાવતાર લેનારા, અપાર પરાક્રમવાળા એવા નારાયણને નમન કરૂં છુ. લક્ષ્મીના પતી શંખ, ચક્ર, તરવાર અને ગદાને ધારણ કરનાર પુરૂષોત્તમને નમસ્કાર છે.

ગુહ્યાય દેવનિલયાય મહોદરાય
સિંહાય દૈત્યનિધનાય ચતુર્ભુજાય
બ્રહ્મેન્દ્રરૂદ્ર મુનિચારણ સંસ્તુતાય
દેવોત્તમાય વરદાય નમોઽચ્યુતાય ॥ ૬૮ ॥

કોઈથી જાણવામાં ન આવે એવા, વેદમાં વર્ણવાયેલા, આખા જગતને પેટમાં ધારણ કરનારા, નૃસિંહનું સ્વરૂપ ધારણ કરનાર અને નૃસિંહાવતાર લઈને દૈત્યનો નાશ કરનાર ચાર ભુજાવાળા, બ્રહ્મા, ઈંદ્ર, મુનિ અને ચારણ ગણોએ સ્તવાતા દેવોમાં ઉત્તમ અને વરદાન આપનાર એવા અચ્યુત ભગવાનને નમસ્કાર કરૂં છુ.

નાગેંદ્રભોગશયનાસનસુપ્રિયાય
ગોક્ષીરહેમશુક્રનીલઘનોપમાય

પીતાંબરાય મધુકૈટભનાસનાય
વિશ્વાય ચારૂમુકુટાય નમોડક્ષરાય ॥ ૬૯ ॥

શેષનાગના શરીર રૂપી શય્યા ઉપર સૂવુ જેમને પ્રિય લાગે છે એવા ગાયનું દુધ સુવર્ણ, પોપટ અને કાળા મેઘની ઘટા જેવો જેમના શરીરનો વણ છે એવાં, પીળાં વસ્ત્ર પહેરનારા, મધુકૈટભનો નાશ કરનારા એવા અક્ષર પરમાત્માને નમન કરૂ છું.

નાભિપ્રજાતકમલાસનસંસ્તુતાય
ક્ષીરોદ્રકાર્ણવનિકેતયશોધરાય
નાનાવિચિત્રમુકુટાંગદભૂષણાય
યોગેશ્વરાય વિરજાય નમોવરાય ॥ ૭૦ ॥

નાભિકમળમાથી ઉત્પન્ન થયેલા, કમળના આસન ઉપર બીરાજેલા, બ્રહ્મા જેમની સ્તુતિ કરે છે. એવા ક્ષીરસાગરમાં નિવાસ કરનારા, અનેક જાતનાં વિચિત્ર રત્નોથી જડેલા મુકુટ તથા આભૂષણવાળાં, યોગ્યના ઈશ્વર એવા રજોગુણરહિત એવા સારા દેવને નમન કરૂ છુ.

ભક્તિપ્રિયાય વરદીપ્તસુદર્શનાય
ફુલ્લારવિંદવિપુલાયત લોચનાય
દેવેંદ્રવિઘ્રશમનો ઘતપૌરૂષાય
નારાયણાય વરદાય નમોડચ્યુતાય ॥ ૭૧ ॥

ભક્તિ જેમને પ્રિય છે એવા તથા સુદર પ્રકાશવાળુ સુદર્શન ચક્ર જેને પ્રિય છે એવા, ઉઘડેલાં કમળ જેવાં વિશાળ નેત્રવાળા, દેવતાના રાજા ઈદ્રના વિઘ્નોનો નાશ કરવા માટે પુરૂષાર્થ દર્શાવનારા અને વરદાન આપનારા, અચ્યુત એવા શ્રી નારાયણ ભગવાનને નમન કરૂં છુ.

નારાયણાય પરલોકપરાયણાય
કાલાય કાલકમલાયતલોચનાય
રામાય રાવણવિનાશકૃતોદ્યમાય
ધીરાય ધીરતિલકાય નમો વરાય ॥ ૭૨ ॥

નારાયણ, દેવલોકના આશ્રયરૂપ, કાળમૂર્તિ, શ્યામ કમળના જેવાં વિશાળ નેત્રવાળા, શ્રીરામ, રાવણનો વિનાશ કરવા માટે ઉદ્યમ કરનારા, ધીર, પુરૂષોમાં તિલકરૂપ અને ઉત્તમ એવા દેવને નમન કરૂ છુ.

પદ્માસનાય મણિકુંડલભૂષણાય
કંસાંતકાય શિશુપાલવિનાશનાય
ગોવર્ધનાય સુરશત્રુનિકૃંતનાય
દામોદરરાય વિરજાય નમો વરાય ॥ ૭૩ ॥

કમળના આસનવાળા, મણિનાં કુંડળરૂપી આભૂષણવાળા, કંસનો નાશ કરનાર, શિશુપાળનો વિનાશ કરનારા, ગોવર્ધન સ્વરૂપ, રજોગુણરહિત, ઉત્તમદેવ શ્રી દામોદરને નમન કરૂં છું.

બ્રહ્માયનાય ત્રિદશાયનાય
લોકૈકનાથાય હિતાત્મકાય
નારાયણાયાર્તિ વિનાશનાય
મહાવરાહાય નમસ્કરોસ્મિ ॥ ૭૪ ॥

બ્રહ્માના આશ્રયરૂપ, દેવતાઓના આશ્રયરૂપ, ત્રણ લોકના અધિપતી ; સર્વનુ હિત કરનાર, પીડાને ટાળનાર અને મહાવરાહરૂપ એવા શ્રી નારાયણ ભગવાનને નમસ્કાર છે.

કૂટસ્થમવ્યક્તમચિંત્યરૂપં
નારાયણં કારણમાદિદેવમ્
યુગાંતશેષં પુરૂષં પુરાણં
તં વાસુદેવં શરણં પ્રપદ્યે ॥ ૭૫ ॥

અવિકારી, સૂક્ષ્મ રૂપધારી, જેનુ સ્વરૂપ વિચારમાં આવે નહિ એવા નારાયણ મૂર્તિ, કારણ સ્વરૂપ, આદિદેવ યુગને અંતે શેષ રહેનાર, પુરાણ પુરૂષ એવા શ્રી વાસુદેવને શરણે છું.

અદ્દશ્યમચ્છેદ્યમનંતમવ્યયં
મહર્ષયો બ્રહ્મમયં સનાતનમ્
વિંદતિ યં વૈ પુરૂષં પુરાતનં
તં વાસુદેવં શરણં પ્રપદ્યે ॥ ૭૬ ॥

મોટા ઋષિઓ, જે પરમાત્માને અદ્રશ્ય, એટલે દીઠામાં આવે નહિ તેવા, પારરહિત અવિનાશી, બ્રહ્મસ્વરૂપ, સનાતન અને પુરાણ પુરૂષ જાણે છે. તે વાસુદેવને શરણે જાઉં છું.

ઉત્તિષ્ઠતસ્તસ્ય જલોરૂકુક્ષે-
ર્મહા વરાહસ્ય મહીં વિદાર્ય
વિધુન્વતો વેદમયં શરીરં
લોકાંતરસ્થં મુનયો ગૃણંતિ ॥ ૭૭ ॥

આદિ વરાહ પૃથ્વીને ભેદીને સમુદ્રમાંથી બહાર નિકળ્યા અને પૃથ્વીને પાણીની બહાર લાવીને પોતાના વેદમય શરીરને ધુણાવકાર એવા લોકોના અંતઃકરણમાં વાસનાર ભગવાનની મુનિઓ સ્તુતિ કરે છે.

યોગેશ્વર ચારૂવિચિત્રમૌલિં
જ્ઞેયં સમસ્તં પ્રકૃતેઃ પરસ્તાત્
ક્ષેત્રજ્ઞમાત્મપ્રભવં વરેણ્યં
તં વાસુદેવં શરણં પ્રપદ્યે ॥ ૭૮ ॥

યોગના ઈશ્વર, સુદર રંગબેરંગી મુકુટ ધારણ કરનાર, જાણવા યોગ્ય, સર્વવ્યાપક, માયાથીપર, આત્મસ્વરૂપ, જીવને ઉત્પન્ન કરનાર, પ્રાર્થના કરવા યોગ્ય વાસુદેવને હુ શરણે જાઉ છુ

કાર્યક્રિયાકારણુમપ્રેમયં
હિરણ્યબાહું વરપદ્મનાભમ્
મહાબલં વેદનિધિં સુરોત્તમં
તં વાસુદેવં શરણં પ્રપદ્યે ॥ ૭૯ ॥

કાર્ય તથા કારણભૂત, માપમાં આવે નહિ એવા, સોનેરી રંગના બાહુવાળા, સુદર કમળાકાર નાભિમંડળવાળા, વેદના ભંડારરૂપ અને દેવતાઓમાં ઉત્તમ એવા શ્રી વાસુદેવને શરણે જાઉ છુ.

કિરીટકેયુરમહાર્હનિષ્કૈ-
ર્મણ્યુત્તમાલં કૃતસર્વગાત્રમ્
પીતાંબરં કાંચનચિત્રનદ્ધ
માલાધરં કેશવમભ્યુપૈમિ ॥ ૮૦ ॥

મુકુટ, બાજુબંધ, મોટી કિંમતની મહોરો તથા ઉત્તમ પ્રકારનાં મણિનાં આભૂષણોથી જેમનું શરીર શોભાયમાન છે. એવા અને પીળાં વસ્ત્રો પહેરનાર, સુવર્ણથી જડેલી વિચિત્ર માળાને ધારણ કરનાર એવા શ્રીકેશવ ભગવાનને શરણે હું જાઉં છું.

ભવોદ્ભવં વેદવિદાં વરિષ્ઠં
યોગાત્મકં સાંખ્યવિદાં વરિષ્ઠમ્
આદિત્યચંદ્રાગ્નિ વસુપ્રભાવં
પ્રભું પ્રપદ્યેઽચ્યુતમાત્મવંતં ॥ ૮૧ ॥

જગતને ઉત્પન્ન કરનાર, વેદવેત્તાઓમાં સારો, યોગમૂર્તિ, સાંખ્યવેત્તાઓમાં શ્રેષ્ઠ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને વસુ સમાન પ્રભાવવાળા તથા આત્મજ્ઞાની અચ્યુત ભગવાનને શરણે જાઉં છું

યદક્ષરં બ્રહ્મ વંદતિ સર્વંગ
નિશમ્ય યન્મૃત્યુ મુખાત્પ્રમુચ્યતે
તમીશ્વરં મુક્તમનુંત્તમૈર્ગુણૈ:
સનાતનં લોકગુરૂં નમામિ ॥ ૮૨ ॥

મુનિઓ જેમને સર્વત્ર વ્યાપેલા અક્ષર બ્રહ્મ કહે છે. અને જેમના મહાત્મ્યને સાંભળીને મનુષ્ય, મૃત્યુના મુખમાંથી મુક્ત થાય છે. એવા ઉત્તમોત્તમ ગુણવાળા, સનાતન અને લોકના ગુરૂ એવા ઈશ્વરને હું નમસ્કાર કરૂં છું.

નમસ્તસ્મૈ વરાહાય લીલયોદ્ધરતે મહીમ્
ખુરમધ્યગતો યસ્ય મેરૂ: ખુરખુરાયતે ॥ ૮૩ ॥

વરાહનું રૂપ લઈને લીલા માત્રમાં પૃથ્વીનો ઉદ્ધાર કરનાર એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું. કે જેમની ખરી વચ્ચે રહેલો મેરૂ પર્વત ખડખડ શબ્દ કરે છે.

શ્રીવત્સાંકં મહાદેવં વંદે ગુહ્યમનુત્તમમ્
પ્રપદ્યે સૂક્ષ્મમચલં વરેણ્યમભયપ્રદમ્ ॥ ૮૪ ॥

શ્રી વત્સના લાંછનવાળા, દેવતાઓમાં ગુહ્ય, ઉપમાથી રહિત, સુક્ષ્મ, અચળ, પ્રાર્થના કરવા યોગ્ય અને અભય દાન આપનાર મોટાદેવ શ્રીવિષ્ણુને નમન છે.

પ્રભવં સર્વભૂતાનાં નિર્ગુણં પરમેશ્વરમ્
પ્રપદ્યે મુક્તસંગાનાં યતીનાં પરમાંગતિમ્ ॥ ૮૫ ॥

સવ પ્રાણીઓને ઉત્પન્ન કરનાર, ગુણરહિત પરમેશ્વર અને સંસારનો સગ ત્યાગ કરનાર સન્યાસીઓની પરમ ગતિરૂપ પરમાત્માને શરણે હુ રહુ છુ.

ભગવન્તં ગુણાધ્યક્ષમક્ષરં પરમંપદમ્
શરણં શરણાર્તાનાં પ્રપદ્યે ભક્તવત્સલમ્ ॥ ૮૬ ॥

ગુણોના અધ્યક્ષ અવિનાશી, પરમપદ સ્વરૂપ, શરણાતુર મનુષ્યોને શરણે રાખનાર ભક્તવત્સલ ભગવાનને હુ શરણે રહુ છુ.

ત્રિવિક્રમં ત્રિલોકેશં સર્વેષાં પ્રપિતામહમ્
યોગાત્માનં મહાત્માનં પ્રપદ્યેઽહં જનાર્દનમ્ ॥ ૮૭ ॥

ત્રણ પગલાથી પૃથ્વીને ઘેરનાર ત્રિલોકેશ્વર સર્વના પિતામહ અને યોગ્યમૂર્તિ એવા મહાત્મા જનાર્દનને શરણે છું.

આદિદેવમજં વિષ્ણું વ્યક્તાવ્યક્તં સનાતનમ્
નારાયણમણીયાંસં પ્રપદ્યે બ્રાહ્મણપ્રિયમ્ ॥ ૮૮ ॥

આદિદેવ, અજન્મા, વિષ્ણુ, સ્થુલ અને સૂક્ષ્મમૂર્તિ સનાતન, અણું, બ્રાહ્મણ જેમને પ્રિય છે. શ્રી નારાયણને શરણે છું.

અકુપારાય દેવાય નમઃ સર્વમહાત્મને
પ્રપદ્યે દેવદેવેશમણીયાંસમણોઃ સદા ॥ ૮૯ ॥

સર્વના કરતાં મોટી કાંતિવાળા સૂર્યમૂર્તિ દેવને નમસ્કાર કરૂં છું. તથા નિરંતર અણુથી પણ અણુ અને દેવના દેવ શ્રી હરિને નમન કરૂં છું.

એકાય લોકનાથાય પરતઃપરમાત્મને
નમઃ સહસ્રસિરસે અનંતાય નમો નમઃ ॥ ૯૦ ॥

એકમૂર્તિ લોકના નાથ, માયાથી પરમાત્મા અને હજારો હજાર મસ્તકવાળા એવા શ્રી અનંત ભગવાનને નમન કરૂં છું.

તમેવ પરમં દેવમૃષયો વદેપારગાઃ
કીર્તીયતિ ચ યં સર્વે બ્રહ્માદીનાં પરાયણમ્ ॥ ૯૧ ॥

વેદપારગ એવા સર્વે ઋષિઓ બ્રહ્માદિકના પરમ સ્થાનરૂપ એવા ભગવાનનું કીર્તન કરે છે.

નમસ્તે પુંડરીકાક્ષ ભકતાનામ ભયંકર
સુબ્રહ્મણ્ય નમસ્તેઽસ્તુ ત્રાહિ માં સરણાગતમ્ ॥ ૯૨ ॥

હે કમલનાં જેવાં નેત્રવાળા ! હે ભકતોને અભય આપનાર! તમને નમસ્કાર કરૂં છું. હે સારી રીતે બ્રાહ્મણનું હિત કરનાર તમને નમન છે હું તમારે શરણે આવ્યો છું, મારી રક્ષા કરો.

તાવદ્દવતિ મે દુઃખં ચિંતાસંસારસાગરે
યાવત્કમલપત્રાક્ષં ન સ્મરામિ જનાર્દનમ્ ॥ ૯૩ ॥

જ્યાંસુધી કમળના પત્ર જેવાં નેત્રવાળા શ્રી કૃષ્ણનુ સ્મરણ કરતો ન હતો ત્યાંસુધી મને ચિંતાથી ભરપૂર એવા સંસાર સાગરમાં દુઃખ થાય છે.

( ભીષ્મ ઉવાચ )

ભક્તિં તસ્ય તુ સંચિંત્ય નાગસ્યામોઘસંસ્તવાત્
પ્રીતિમાનભવેદ્રાજચ્છ્રુત્વા ચક્રગદાધર ॥ ૯૪ ॥

ભીષ્મ કહે છે—હે યુધિષ્ઠિર ! ચક્ર તથા ગદાને ધારણ કરનાર શ્રી હરિ, તે ગજેન્દ્રની અમોઘ સ્તુતિ સાંભળીને તથા તેની ભક્તિનો વિચાર કરીને પ્રસન્ન થયા.

આરુહ્ય ગરુડં વિષ્ણુરાજગામ સુરોત્તમ
સાન્નિધ્યં કલ્પયામાસ તસ્મિન્સરસિ લોકધૃક્ ॥ ૯૫ ॥

દેવતાઓમાં સારો તથા સર્વ લોકને ધારણ કરનાર વિષ્ણુ ગરૂડ ઉપર ચઢીને તે સરોવર આગલ રહેલા હાથીની પાસે પધાર્યા.

ગ્રાહગ્રસ્તં ગજેંદ્રં ચ તં ગ્રાહં ચ જલાશયાત્
ઉજ્જહારાપ્રમેયાત્મા તરસા મધુસુદન: ॥ ૯૬ ॥

પ્રમાણમાં આવે નહી એવા સ્વરૂપવાળા અને મધૂ દૈત્યને મારનાર ભગવાને, મઘરે ગળેલા ગજેંદ્રનો પછી છુટકો કરાવ્યો.

જલસ્થં દારયામાસં ગ્રાહં ચક્રેણ માધવ:
મોચયામાસ નાગેંદ્રં પાશેભ્ય શરણાગતમ્ ॥ ૯૭ ॥

માધવ એવા શ્રી હરીએ, ચક્ર મારીને પાણીમાં મઘરને મારી નાંખ્યો અને શરણાગત એવા ગજેંદ્રને પાશમાંથી છોડાવ્યો.

સ હિ દેવલશાપેન હૂ હૂ ગંધર્વસત્તમ
ગ્રાહત્વમગમત્કૃષ્ણાદ્વધં પ્રાપ્ય દિવં ગત:
ઇદમપ્યપરં ગુહ્ય રાજન્પુણ્યતમં સૃણુ ॥ ૯૮ ॥

તે હુહુ નામનો મોટો ગંધર્વ હતો અને દેવળ ઋષિના શાપથી જળચર થયો હતો. શ્રી કૃષ્ણના હાથથી મરણ પામી તે સ્વર્ગમાં ગયો. આ પણ બીજું એક ગુહ્ય તથા મહાપુણ્ય આપનારૂં ચરિત્ર સાંભળ, કે જેથી તને પુણ્યફળ મલે.

( યુધિષ્ઠિર ઉવાચ. )

કથં શાપોઽભવત્તાવદ્ગંધર્વસ્ય મહાત્મનઃ
અતદ્દિ ચ્છામ્યહં શ્રોતું વિસ્તરેણ પિતામહ ॥ ૯૯ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ! તે મહાત્મા ગંધર્વને શામાટે શાપ થયો હતો! એ હું વિસ્તારથી સાંભળવાની ઈચ્છા રાખું છું.

( ભીષ્મ ઉવાચ. )

યથા તૌ સાપિતૌ તેન દેવલેન મ્હાત્મના
હાહાહૂહૂરિતિખ્યાતૌ ગીતવાદ્યવિસારદૌઃ ॥ ૧૦૦ ॥

ભીષ્મ કહે છે—મહાત્મા દેવલ મુનીને ગીત તથા વાદિત્રમાં ઘણા કુશળ એવા હાહા અને હુહુ નામના બે ગંધર્વોને જે કારણ માટે શાપ દીધો હતો તે હું તને કહું છું.

ઉર્વસી મેનકા રંભા તથાન્યે ચાપ્સરોગણાઃ
શક્રસ્ય પુરતો રાજન્નૃત્યંતે તાઃ સુમધ્યમા ॥ ૧૦૧ ॥

હે રાજન ! એક વખતે સુંદર કાંતિવાળી ઉર્વશી રંભા તથા બીજી અપ્સરાઓનાં ટોળાં ઈન્દ્રની આગળ નૃત્ય કરતાં હતાં.

તતસ્તુ તૌ ગાયમાનૌ ગંધર્વૌ રાજસદ્મનિ
અન્યોન્યં કુરૂતઃ સ્પર્ધા શક્રસ્ય પુરતસ્તદા ॥ ૧૦૨ ॥

તે વેળા બન્ને ગંધર્વો રાજમહેલમાં ઈંદ્રની આગળ ઉભા રહીને ગાવા લાગ્યા અને તે પ્રસંગે બન્ને પરસ્પર સ્પર્ધ્ધા કરવા લાગ્યા.

આવયોરૂભયોર્મધ્યે કઃ શ્રેષ્ઠો ગીતતાદ્યયોઃ
તં વદસ્વ સુરશ્રેષ્ઠ જ્ઞાત્વા ગીતસ્ય લક્ષણમ્ ॥ ૧૦૩ ॥

હે દેવતાઓમાં શ્રેષ્ઠ ઈંદ્ર ! તમે ગીતનાં લક્ષણો જાણીને અમારા બેની વચ્ચે ગીત ગાવામાં તથા વાદિત્ર વગાડવામાં જે કુશળ હોય તેનું નામ અમને કહો.

ગંધર્વ્યોવચઃ શ્રુત્વા પ્રત્યુવાચ શતક્રતુઃ
યુવયોર્ગીતવાદ્યેષુ વિશેષો નોપલભ્યતે ॥ ૧૦૪ ॥

તે બન્ને ગંધર્વોના વચન સાંભળીને ઈન્દ્રે પ્રત્યુત્તર આપ્યો કે ગીત ગાવામાં અને વાદિત્ર વગાડવામાં તમારા બન્નેમાં મને અધિક જોવામાં આવતો નથી.

એક એવમુનિશ્રેષ્ઠો દેવલોનામ નામતઃ
યુવયોઃ સંશયચ્છેત્તા ભવિષ્યતિ ન સંશયઃ ॥ ૧૦૫ ॥

દેવલ નામના એક મહા મુનિજ તમારા બન્નેનો સંક્ષય અવશ્ય દૂર કરશે.

તતસ્તુ તૌ સક્રવચો નિશમ્ય
પ્રણમ્ય રાજન્ શિરસા સુરોત્તમમ્
ગતૌ સુહૃષ્ટૌ જયકાંક્ષિણૌ તૌ
યત્રાશ્રમે તિષ્ઠતિ સ દ્વિજાગ્ર્ય ॥ ૧૦૬ ॥

હે રાજન ! તે પછી બન્ને ગંધર્વોએ ઈંદ્રનું કહેવું સાંભળીને મસ્તકવડે ઈંદ્રને પ્રણામ કર્યાં અને વિજયની ઈચ્છાવાળા તથા ઘણા પ્રસન્ન થયેલા બન્ને આશ્રમમાં બ્રાહ્મણોને આશ્રય આપનારા અને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા દેવલમુનિ વસતા હતા ત્યાં ગયા.

તત્તો દૃષ્ટ્વા મુનિશ્રેષ્ઠં દેવલં સંસ્રિતવ્રતમ્
અભિવાદ્ય મહાત્માનમૂચતુઃ પાર્શ્વસંસ્થિતૌ ॥ ૧૦૭ ॥

ઉત્તમ આચરણવાળા મુનિ શ્રેષ્ઠ દેવલમુનિનાં દર્શન કરી તેની પાસે ઉભા રહી મહાત્મા મુનિને પ્રણામ કરીને આમ બોલ્યા.

શક્રેણ પ્રેષિતૌદેવ ત્વત્સમીપે દ્વિજોત્તમ
એકસ્ય નૌ જયં દેહિ યત્તે મનસિ રોચતે ॥ ૧૦૮ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! હે દેવ ! અમને ઈન્દ્રે તમારી પાસે મોકલ્યા છે. માટે તમે અમારા બેનું ગાયન તથા વાદિત્ર સાંભળીને તમારા મનમાં જે ઉત્તમ જણાય તેવા એકને અમારા બેમાંથી વિજય આપો.

પૃથક્ચરંતૌ ગાયંતૌ રૂચિરં મધુરાક્ષરમ્
ન કિંચિદ્વદતે વાક્યં મુનિર્મૌનસ્ય ધારણાત્ ॥ ૧૦૯ ॥

આ પ્રમાણે કહીને છુટા છુટા ફરનાર તે બન્ને, મધુર અક્ષરોવાળું મધુર ગાયન ગાવા લાગ્યા, પરંતુ દેવલ મુનિએ મૌન ધારણ કર્યું હતુ, તેથી તે કંઈ બોલ્યા નહી.

શૃણ્વન્નપિ પદં તેષાં ન કિંચિદ્વદતેમુનિઃ
તદા તૌ કુપિતૌ તસ્ય દેવલસ્ય મહાત્મન ॥ ૧૧૦ ॥

દેવલમુનિ તેઓના ગીતનાં પદો સાંભળતા હતા છતાં પણ કંઇ બોલ્યા નહી ત્યારે તે બન્ને મહાત્મા દેવલમુનિ ઉપર કોપાયમાન થયા.

ઊચતુશ્ચ રૂષા વાક્યં ગંધર્વૌ કાલચોદિતૌ
મૂઢોઽયં નાભિજાનાતિ નિશ્ચયં ગીતવાદ્યયોઃ ॥ ૧૧૧ ॥

બન્ને ગંધર્વો, કાલથી પ્રેરાઈને રોષથી બોલી ઉઠયા કે આ મૂર્ખ છે. ગીત અને વાદિત્રના સિદ્ધાંતને જાણતો નથી.

નિશમ્ય તદ્વચસ્તેષાં ગંધર્વાણાં મદાન્વિતમ્
ક્રોધાદુત્થાય વિપ્રેંદ્ર ઇંદ્રિ વચનમબ્રવીત્ ॥ ૧૧૨ ॥

આ પ્રમાણે ગંધર્વોનુ મદ ભરેલુ વચન સાંભળીને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા દેવલ ક્રોધથી ઉભા થઈને આમ બોલ્યા

એષ હૂહૂર્દુરાત્મા તુ ગ્રાહત્વં યાતુ મૂઢધીઃ
ત્વમેવ ગજરાજસ્તુ ભવસ્બ ગિરિગહરે ॥ ૧૧૩ ॥

આ દુરાત્મા અને મૂઢ બુદ્ધિવાળો હુહુ ગ્રાહની યોનિમાં અવતરો અને હે હાહા ' તુ પર્વતની ગુફામાં ગજેંદ્ર થઈને અવતાર ધારણ કર.

એવંસાપંદદૌ ક્રુદ્ધો દેવલઃ સુમહાતપાઃ
તતસ્તૌ સાપિતૌ તેન દેવલેન મહાત્મના ॥ ૧૧૪ ॥

આ પ્રમાણે મહાત્મા અને મહાતપસ્વી એવા દેવલે ક્રોધ કરી તે બન્નેને શ્રાપ આપ્યો.

પ્રણમ્ય શિરસા વિપ્રં ગંધર્વોવિદ મૂચતુઃ
ભુમંડલગતોહ્માવાં પ્રસાદ કરૂ સુવત્ ॥ ૧૧૫ ॥

તમે બન્ને ગંધર્વો નીચા નમીને મુનિને પ્રણામ કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે, હે સુંદર વ્રત કરનાર દેવલમુનિ ! અમારી ઉપર કૃપા કરો.

નિશ્ચયં વદ વિપ્રેંદ્ર યેન શાંપાદ્વિમુચ્યતે
તતસ્તૌ પુરૂષૌ દષ્ટ્વા ઉભૌ સાપભયાર્દિતૌ ॥ ૧૧૬ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! અમે બન્ને શાપમાંથી મૂક્ત થઈને તેવું સાવધ અમને નિશ્ચયપૂર્વક કહો.

પ્રત્યુવાચ મુનિશ્રેષ્ઠો ગંધર્વૌ તૌ ભયાન્વિતૌ
મેરૂપૃષ્ઠે સરોરમ્યં બહુવૃક્ષસમાકુલમ્ ॥ ૧૧૭ ॥

ત્યાર પછી બન્ને ગંધર્વોને શાપના ભયથી આતુર થયેલા જોઈ મુનિમાં શ્રેષ્ઠ એવા દેવલે તેઓને કહયુ કે હુહુ? મેરૂ પર્વત ઉપર ઘણાં વૃક્ષોથી ભરપૂર એક રમણીય સરોવર છે.

નાનાપક્ષિગણાઢ્યં ચ દ્વિતીય ઇવ સાગરઃ
તસ્મિન્સરોવરે રમ્યે ગ્રાહોનિત્યં ભવિષ્યસિ ॥ ૧૧૮ ॥

ત્યાં અનેક જાતનાં પક્ષિઓ રહે છે. અને તે સરોવર બીજા સમુદ્ર જેવું હોઈ મનોહર સરોવરમાં મઘર થઈને રહીશ.

તૃષાર્તસ્તત્ર માતંગો ગામિષ્યતિ નગોત્તમાત્
તયોર્મધ્યે મહધુદ્ધં ભવિષ્યતિ સુદારૂણમ્ ॥ ૧૧૯ ॥

પછી તૃષ્ણાથી પીડાતો મોટા હાથી પાણી પીવા માટે મોટા પર્વત ઉપરથી ઉતરીને તે સરોવર ઉપર આવશે. ને તમારા બન્નેની વચ્ચે જળાશયમાં અત્યંત દારૂણ એવું મોટું યુદ્ધ થસે.

ગ્રાહેણાંકૃષ્ણમાણસ્તુ ગજઃ સ્તોત્ર કરિષ્યતિ
તદૈવ દેવદેવેસસ્તુષ્ય તે નાત્ર સંક્ષયઃ ॥ ૧૨૦ ॥

મઘર ગજેંદ્રને પકડી તેને પાણી તરફ ખેંચવા માંડશે તે વખતે હાથી વિષ્ણુની સ્તુતિ કરવા માંડશે ને દેવના પણ દેવ એવા શ્રી વિષ્ણુ તેની ઉપર અવશ્ય પ્રસન્ન થસે.

તતો નારાયણઃ પ્રીતઃ સાપાત્વાં મોચયિષ્યતિ
ઈત્યુકત્વા ઋષિણા તેન વરેણૈતૌ પ્રમોદિતૌ ॥ ૧૨૧ ॥

પછી પ્રસન્ન થયેલા નારાયણ શાપમાથી તને છુટો કરશે. આ પ્રમાણે કહીને ઋષિએ વરદાનથી તે બન્નેને પ્રસન્ન કર્યા.

ગ્રાહુત્વમગત્સોઽથ વધં પ્રાપ્ય દિવંગતઃ
આપદ્વિમુકતૌ યુગપદ્ગજો ગંધર્વ એવ ચ ॥ ૧૨૨ ॥

ઉપર પ્રમાણે શાપથી હુહુ મઘર થયો હતો. તે શ્રી કૃષ્ણને હાથે મરણ પામીને સ્વર્ગમાં ગયો આ રીતે હાથી અને મઘર એકજ વખતે આપત્તિમાંથી છુટયા.

ગજોઽપિમુક્તાં યાતઃ શ્રીકૃષ્ણેન વિમોક્ષતઃ
તસ્માચ્છાષાદ્વિનીર્મુકતો ગજો ગંધર્વ એવ ચ ॥ ૧૨૩ ॥

શ્રી કૃષ્ણે મઘરના મુખમાંથી છુટો કરેલો હાથીના સ્વરૂપને પામેલો ગંધર્વ પણ શાપમાંથી મુકત થયો.

તૌાચસ્વંસ્વંવપુઃ પ્રાપ્ય પ્રણિપ્ત્યજનાર્દનમ્
ગજો ગંધર્વરાજશ્ચ પરાં નિર્વૃતિમાગતૌ ॥ ૧૨૪ ॥

બન્ને ગધર્વો પોતપોતાના શરીરને ધારણ કરી શ્રી કૃષ્ણને પ્રણામ કરીને પાછા પરમસુખને પામ્યા.

પ્રીતિમાન્પુંડરીકાક્ષઃ શરણાગતવત્સલઃ
અભવદ્દેવદેવેસસ્તાભ્યાં ચૈવ પ્રપૂજિતઃ ॥ ૧૨૫ ॥
ભજંતં ગજરાજાનમવદન્મધુસૂદન

શરણાગતવત્સલ, દેવના પણ મહાદેવ અને કમળના જેવાં નેત્રવાળા શ્રી હરી તે બન્નેની પૂજાથી બહુજ પ્રસન્ન થયા. ને મધુદૈત્યને મારનાર તે ગજેન્દ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા.

( શ્રી ભગવાન ઉવાચ. )

યેમાંત્વાંચસરશ્ચૈવ ગ્રાહસ્ય ચ વિદારણમ્ ॥ ૧૨૬ ॥

શ્રી ભગવાન કહે છે—જે મનુષ્ય સાવધાન થઈ બુદ્ધિને સ્થિર કરી મને, તને, આ સરોવરને, મઘરના વિનાશને, સરોવર અને પર્વતને સભારશે, તેને દુષ્ટ સ્વપ્નનો નાશ થસે.

ગુલ્મકીચકવેણૂનાં તં ચ શૈલવરં તથા
પ્રભાસં ભાસ્કરં ગંગાં નૈમિષારણ્યપુષ્કરમ્ ॥ ૧૨૭ ॥

ત્રિકુટ પર્વતને લત્તાઓ વિગેરે પ્રભાસને સૂયને ગગાને નૈમિષારણ્યને પુષ્કરને સભારશે તેને સ્વપ્નનો નાશ પામશે.

પ્રયાગં બ્રહ્મતીર્થં ચ દંડકારણ્યમેવચ
યેસ્મરિષ્યંતિ મનુજાઃ પ્રયતાઃ સ્થિરબુદ્ધયઃ ॥ ૧૨૮ ॥

પ્રયાગને બ્રહ્મતીર્થને તથા દંડકારણ્યને સભારશે, તેમનાં દુષ્ટ સ્વપ્ન નાશ પામશે અને તેઓને સારાં સ્વપ્ન આવશે.

દુઃસ્વપ્નો નસ્યતે તેષાં સુસ્વપ્નશ્ચ ભવિષ્યતિ
અનિરૂદ્ધં ગજં ગ્રાહં વાસુદેવં મહાદ્યુતિમ્ ॥ ૧૨૯ ॥

તેમજ અનીરૂદ્ધ, ગજેન્દ્ર, મઘર, મહાકાંતિવાળા વાસુદેવ, મહાત્મા સંકર્ષણ તેમજ મહાત્માનાં પ્રભાતમાં નામ દેશે, તેનુ પ્રભુ સર્વ રીતે ભલુ કરશે.

સંકર્ષણું મહાત્માનં પ્રદ્યુમ્નં ચ તથૈવ ચ
મત્સ્યં કૂર્મં વરાહં ચ વામંન તાર્ક્ષ્યમેવ ચ ॥ ૧૩૦ ॥

પ્રદ્યુમ્ન, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, ગરૂડ એવા મહાત્માનાં હમેશાં પ્રાતમાં સ્મરણ કરવું.

નારસિંહચ નાગેંદ્ર સૃષ્ટિપ્રલયકારકમ્
વિશ્વરૂપં હૃષીકેશં ગોવિંદં મધુસૂદનમ્ ॥ ૧૩૧ ॥

નરસીંહ, શેષનાગ, સૃષ્ટિનો પ્રલય કરનાર કાળમૂર્તિ વિશ્વરૂપ, ઇંદ્રિયોના અધિપતી એવા ગોવિંદ, મધુસુદનનુ સ્મરણ કરવું.

સહસ્રાક્ષં ચતુર્બાહું મુરારિં ગરૂડધ્વજમ્
ત્રિદશં ત્વદિતિં દેવં દૃઢભક્તિમનુત્તમમ્ ॥ ૧૩૨ ॥

હજાર નેત્રવાળા, ચાર બાહુવાળા, અને જેની ધ્વજામાં ગરૂડનું ચિન્હ છે એવા મુરારિ દેવ, અદિતિપુત્ર, દ્રઢભક્તિવાળાને હમેશાં પ્રાતમાં સ્મરણ કરવુ.

વૈકુંઠં દુષ્ટદમનં મુક્તિદં મધુસુદનમ્
એતાનિ પ્રાતરૂત્થાય સંસ્મરીષ્યંતિ યે નરાઃ ॥ ૧૩૩ ॥
સર્વપાપૈઃ પ્રમુચ્યંતે વિષ્ણુલોકમવાપ્નુયુઃ

જેના કરતાં કોઇ ઉત્તમ નથી એવા, દુષ્ટોને શિક્ષા કરનાર, ભકતોને મુક્તિ આપનાર અને મધુદૈત્યનો નાશ કરનાર ભગવાનનાં આટલાં નામોનું જે મનુષ્યો પ્રભાતમાં ઉઠીને સ્મરણ તથા કીર્તન કરશે, તે સવ પાતકમાંથી મુકત થઈને વિષ્ણુલોકમાં જસે.

( ભીષ્મ ઉવાચ. )

એવ મુક્ત્વા મહારાજ ગજેન્દ્ર મધુસુદનઃ ॥ ૧૩૪ ॥
સ્પર્શયામાસ હસ્તેન ગજં ગંધર્વમેવ ચ
તૌ ચ સ્પૃષ્ટૌ તતઃ સદ્યો દિવ્યમાલ્યાંબરાવુભૌ ॥ ૧૩૫ ॥

ભીષ્મ કહે છે કે—મહારાજ! આ પ્રમાણે મધુદૈત્યને મારનાર વિષ્ણુએ ગજેન્દ્રને કહ્યુ અને પોતાના શીતળ હાથવડે તેના રૂપમાં રહેલા ગધર્વને અને મઘરને સ્પર્શ કર્યા, તેમના હાથથી સ્પર્શ કરાયલા બન્ને જણા દિવ્ય પુષ્પમાળા ધારી તથા વસ્ત્રધારી ગધર્વ થઈ ગયા.

તમેવ મનસા પ્રાપ્ય જગ્મતુસ્ત્રિદશાલયમ્
તતો દિવ્યવપુર્ભૂત્વા હસ્તિરાટ્ પરમં પદમ્ ॥ ૧૩૬ ॥

મનવડે તેજ નારાયણને શરણે જઇને સ્વર્ગમાં ગયા. હે મહાબાહુ! હે યુધિષ્ઠિર! ઉપર પ્રમાણે દિવ્ય શરીર ધારણ કર.

ગચ્છતિ સ્મ મહાબાહો નારાયણપરાયણ
તતો નારાયણઃ શ્રીમાન્મોચયિત્વાગજોત્તમમ્ ॥ ૧૩૭ ॥

નારાયણ વિષે પરાયણ એવો ગજેદ્ર પરમપદને પામ્યો હતો. ઉપર પ્રમાણે શ્રીમાન નારાયણે ગજેદ્રને મઘરના પાશમાથી મુક્ત કર્યા.

ઋષિભિઃ સ્તૂયમાનોગ્ર્યૈર્વેદગુહ્યપરાક્ષરૈઃ
તતઃ સ ભગવાન્વિષ્ણુર્દુર્વિજ્ઞેયગતિઃ પ્રભુઃ ॥ ૧૩૮ ॥

અને શ્રેષ્ઠ એવા મુનીઓએ વેદથી પણ ગુપ્ત એવા ઉત્તમ અક્ષરોથી સ્તુતિ કરતા, જેની ગતિ બીજાથી જાણવામાં આવતી નથી.

**શંખચક્રગદાપાણિરંતર્ધાનંસમાવિસત્**

**(વૈશંપાયન ઉવાચ.)**

**એતચ્છ્રુત્વા મહાબાહો ભારતાનાં પિતામહાત્**
**ગજેંદ્ર મોક્ષણં શ્રુત્વા કુંતીપુત્રો યુધિષ્ઠિરઃ ॥ ૧૩૯ ॥**

એવા શંખ ચક્ર ગદા અને પદ્મ ધારણ કરનારા સમર્થ ભગવાન તરત અંતર્ધાન થયા.

વૈશંપાયન કહે છે—કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભરતવંશીઓના પિતામહ ભીષ્મની પાસેથી એ રીતે ગજેન્દ્રનો મોક્ષ સાંભળીને દેવની પૂજા કરી.

**ભ્રાતૃભિઃ સહિતઃ સમ્યક્ બ્રાહ્મણૈર્વેદપારગૈઃ**
**પૂજયામાસ દેવેસં પાર્શ્વસ્થં મધુસૂદનમ્ ॥ ૧૪૦ ॥**

અને ભાઈઓ તથા વેદ પારગત બ્રાહ્મણોની સાથે રહીને સમીપમાં રહેલા દેવના પણ દેવ એવા મધુસુદન શ્રી કૃષ્ણની પૂજા કરી.

**વિસ્મયોત્ફુલ્લનયનઃ શ્રુત્વા નાગસ્ય મોક્ષણમ્**
**ઋષયશ્ચ મહાભાગાઃ સર્વે પ્રાંજલયઃ સ્થિતાઃ ॥ ૧૪૧ ॥**

અને ગજેંન્દ્રનો મોક્ષ સાંભળીને આશ્ચર્યથી જેનાં નેત્ર પ્રફુલ્લીત થયાં છે, એવા યુધિષ્ઠિર તથા સર્વ મહાભાગ્યશાળી ઋષિઓ બે હાથ જોડીને શ્રી કૃષ્ણની સન્મુખ ઉભા રહ્યા.

**અજંવરેણ્યંવરપદ્મનાભંમહાબલંવેદનિધિંસુરોત્તમમ્**
**તંવેદગુહ્ય પુરૂષં પુરાણં વવંદિરે વેદવિદાંવરિષ્ઠમ્ ॥ ૧૪૨ ॥**

અને તેઓએ અજન્મા, પ્રકાશમાન, સુંદર કમળાકર, નાભિવાળા, મહાબળવંત, વેદનાભંડાર, દેવતાઓમાં ઉત્તમ, વેદથી પણ ગુહ્ય અને વેદના જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ એવા પુરાણ પુરૂષને પ્રણામ કર્યા.

એતત્પુણ્યં મહાબાહો જનાનાંપુણ્યકર્મણામ
દુઃસ્વપ્નદર્શને ઘોરે શ્રુત્વા પાપાત્પ્રમુચ્યતે ॥ ૧૪૩ ॥

હે મહાબાહુવાલા ! ભયંકર એવાં દુષ્ટ સ્વપ્નનાં દર્શન થાય ત્યારે પવિત્ર કર્મવાળા મનુષ્યોનું આ પવિત્ર ચરિત્ર સાંભળીને મનુષ્ય પાપોમાંથી મૂકાય છે.

તસ્માત્વં હિ મહારાજ પ્રપદ્ય શરણં હરિમ્
વિમુક્તઃ સર્વપાપેભ્યઃ પ્રાપ્સ્યસે પરમં પદમ્ ॥ ૧૪૪ ॥

માટે હે મહારાજ ! તું પણ શ્રી હરીને શરણે જવાથી સર્વ પાપમાંથી છુટો થઈશ અને પરમ પદને પામીશ.

યદામહાગ્રાહગૃહીતકાતરં
સુપુષ્પિતે પદ્મવને મહાદ્વિપમ્
વિમોક્ષયામાસ ગજં જનાર્દનો
દુઃસ્વપ્નનાશં ચ સુખોદયં સદા ॥ ૧૪૫ ॥

શ્રી કૃષ્ણે ઉઘડેલા પુષ્પવાળા કમળના વનમાં મહા ગ્રાહે—મોટા ઝુડે ગળવાથી ભયભીત થયેલા મોટા ગજેન્દ્રને જ્યારે ઝુડના મુખમાંથી છોડાવ્યો ત્યારે તેનું ચરિત્ર દુષ્ટ સ્વપ્નનો નાશ કરનારૂં અને પરિણામે શુભફળ આપનારૂં જગતમાં પ્રખ્યાત થઇ પડયું.

પરં પરાણાં પરમં પવિત્રંપરેશમીશંસુરલોકનાથમ્
સુરાસુરૈરર્ચિતપાદપદ્મં સનાતનંલોકગુરૂંસ્મરામિ ॥ ૧૪૬ ॥

પરથી પણ પર પરમ પવિત્ર પરમેશ્વર સમર્થ દેવ લોકના નાથ, સુર તથા અસુરો જેનાં ચરણકમળનું સેવન કરે છે, એવા સનાતન અને લોકના ગુરૂ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

વરગજશરણાદ્વિમુક્તિહેતું
પુરૂષંવરં સ્તુતિદિવ્યદેહગીતમ્
સતતમપિ પઠંતિયેતુ તેષા
મભિહિતમરણાંતકિલ્બિષાપહં સ્યાત્ ॥ ૧૪૭ ॥

મોટા હસ્તિરાજના શરણે જવાથી મોક્ષ આપનારા, મહાપુરૂષ, સ્તુતિ વડે જેના દિવ્ય શરિરનુ ગાન કરવામાં આવે છે એવા પરમાત્માની સ્તુતિ કરવાથી ગજેન્દ્રને મળેલા દિવ્ય દેહ સંબધી સ્તોત્રનો જે મનુષ્યો પાઠ કરે છે તેઓની ઈચ્છાઓ માગણી પ્રમાણે પૂર્ણ થાય છે, મરણ સમયનાં દુઃખો દુર થાય છે, અને પાપ નાશ પામે છે.

દ્રઢબદ્ધધર્મમૂલો વેદસ્કંધઃ પુરાણશાખાઢ્યઃ
ક્રતુકુસુમો મોક્ષફલો મધુસુદન પાદપોજયતિ ॥ ૧૪૮ ॥

જેમનુ ધર્મરૂપી મૂળ ઘણું મજબુત રીતે ચોટેલુ છે, વેદો જેમની મોટી શાખાઓ છે, જે પુરાણો રૂપી ડાળીઓથી સંપૂર્ણ ભરપૂર છે, જેમાં યજ્ઞરૂપી પુષ્પો આવેલાં છે, અને જે મોક્ષરૂપી ફળવાળુ છે, એવુ શ્રી મધુસુદનરૂપી વૃક્ષ આ જગતમાં વિજયવંત છે

નમો બ્રહ્મણ્યદેવાય ગોબ્રાહ્મણહિતાય ચ
જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિંદાય નમો નમઃ ॥ ૧૪૯ ॥

બ્રાહ્મણ જેના દેવ છે અને ગાયો બ્રાહ્મણની હીતકારી છે એવા જગતનુ હીત કરનાર ગોવિંદને નમસ્કાર કરૂં છું.

આકાશાત્પતિતં તોયં યથા ગચ્છતી સાગરમ્
સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ ॥ ૧૫૦ ॥

આકાશમાંથી પડેલું જળ જેમ સમુદ્રમાં જાય છે તેમ સવ દેવના નમસ્કાર ભગવાનનેજ પ્રાપ્ત થાઓ.

વેદે રામાયણે ચૈવ પુરાણે ભારતે તથા
આદૌ મધ્યેતથા ચાંતેહરિઃ સર્વત્ર ગીયતે ॥ ૧૫૧ ॥

વેદમાં, રામાયણમાં, પુરાણમાં, ભારતમાં, પ્રથમ, મધ્ય અને અંત ભાગમાં સર્વ સ્થળે ભગવાનનેજ ગાએલા છે.

સર્વરત્નમયોમેરૂઃ સર્વાશ્ચર્યમયં નભઃ
સર્વતીર્થમયીગંગા સર્વદેવમયો હરિઃ ॥ ૧૫૨ ॥

સર્વ રત્નથી ભરેલ મેરૂ છે, સર્વ તીર્થ જેમાં સમાયેલાં છે એવી ગંગા, સર્વ આશ્ચર્ય વાળુ આકાશ છે તેમજ સર્વદેવમાં રહેલા હરિ શ્રી વિષ્ણુ છે.

॥ ઇતિ શ્રી ગજેંદ્રમોક્ષ સમ્પૂર્ણમ્ ॥

---

॥ શ્રી ॥

શ્રી શિવાય નમઃ।

# શ્રી શિવ મહિમ્ન સ્તોત્ર પ્રારમ્ભઃ।

શ્લોક : ।

(પુષ્પદંત ઉવાચ.)

મહિમ્નઃ પારં તે પરમવિદુષો યદ્યસદશી
સ્તુતિર્બ્રહ્માદીનામપિ તદવસન્નાસ્ત્વયિ ગિરઃ ।
અથાવાચ્યઃ સર્વઃ સ્વમતિપરિણામાવધિ ગૃણન્
મમાપ્યેષ સ્તોત્રે હર નિરપવાદઃ પરિકરઃ ॥ ૧ ॥

**અર્થ**:—હે ભગવાન ! આપના નિર્ગુણ સ્વરૂપના મહિમાનો પાર પુરૂષ જાણતો નથી કારણકે આપનું નિગુણ સ્વરૂપ મન અને વાણીથી પર છે. તેમજ આપને પુરૂષોએ કરેલી સ્તુતિની યોગ્યતા પણ નથી; અને બ્રહ્માદિકની સસ્કૃત ભાષાનું ગોચર પણ આપનું નિર્ગુણ સ્વરૂપ નથી. માટે પુર્વાર્દ્ધવડે સ્તુતિની યોગ્યતા દર્શાવી. હવે ઉત્તરાદ્ધ વડે સ્તુતિની યોગ્યતા દર્શાવે છે. હે ભગવાન ! સવ જન પોતપોતાની બુદ્ધિને અનુસરે આપની સ્તુતિ કરે છે. તેથી સર્વ નિર્દોષ છે; અને આ મહિમ્ન સ્તોત્ર બાબત મારો પ્રયત્ન વિનીર્દોષ છે.

અતીતઃ પન્થાનં તવ ચ મહિમા વાઙ્મનસયો-
રતદ્વ્યાવૃત્ત્યા યં ચકિતમભિધત્તે શ્રુતિરપિ ।
સ કસ્ય સ્તોતવ્યઃ કતિવિધગુણઃ કસ્યઃ વિષયઃ
પદે ત્વર્વાચીને પતતિ ન મનઃ કસ્ય ન વચઃ ॥ ૨ ॥

**અર્થ**:—હે ભગવાન ! આપનો મહિમા મન તથા વાણીવડે જાણવામાં આવતો નથી, અને આપના મહિમાનો શ્રુતિઓ પણ માનપુર્વક કથન કરે છે. અને નેતિ નેતિ

વાક્ય વડે વેદ સકળ વાચ્યનો નિષેધ કરવા છતાં બીજા અર્થ વડે વસ્તુનું પ્રતિપાદન પણ કરે છે. તો એ રીતનો આપનો મહિમા વર્ણવવાને કોઈ પુરૂષ શક્તિમાન નથી-તેમજ આપ કોઇ પણ પુરૂષને ઈંદ્રીયગોચર પણ નથી.-હવે સગુણ વસ્તુની યોગ્યતા દેખાડે છે કે હે પ્રભુ ! આપના માયિક સ્વરૂપ વિષે સર્વ પુરૂષોની મનવાણી પહોંચે છે.

મધુસ્ફીતા વાચ: પરમમમૃતં નિર્મિતવત
સ્તવબ્રહ્મન્ કિં વાગપિ સુર ગુરોર્વિસ્મયપદમ્ ।
મમ ત્વેતાં વાણીં ગુણકથનપુણ્યેન ભવત:
પુનામીત્યર્થેસ્મિન્પુરમથનબુદ્ધિર્વ્યવસિતા ॥ ૩ ॥

**અર્થ**:—હે ભગવાન ! મારી સ્તુતિને લીધે આપને કોઈ પણ પ્રકારે સંતોષ થતો નથી; કારણ કે જે વાણી છે તે તો આપની રચેલી છે. અને મધુર ગુણવડે યુક્ત છે તેમ છતા વેદાંતના સિદ્ધાંત જન્ય પરમ અમ્રતરૂપ છે. વળી સુરગુરૂ એટલે બ્રહ્મદેવની વાણી આપને વિષે આશ્ચર્ય પામે છે તો અસ્મદાદીકની તો ગણતરી શી ? હે પ્રભો ! આ સ્તુતિ રૂપી અર્થમાં મારી બુદ્ધિના પ્રમાણમાં ઉદ્યમ કરૂં છું તે આપના ગુણ કથનને લીધે હુ મારી વાણીને પવિત્ર કરૂં છુ.

તવૈશ્વર્યં યત્તજ્જગદુદયરક્ષાપ્રલયકૃત્
ત્રયીવસ્તુ વ્યસ્તં તિસૃષુ ગુણભિન્નાસુ તનુષુ ।
અભવ્યાનામસ્મિન્વરદ રમણીયામરમણીં
વિહન્તું વ્યાક્રોશીં વિદધત ઇહૈકે જડધિય: ॥ ૪ ॥

**અર્થ**:—હે ભગવાન ! આપનું ઐશ્વર્ય વ્યસ્ત અરોપિત છે, અને બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણવડે તેના ગુણો જુદા જુદા પ્રતીત થાય છે. વળી એ ઐશ્વર્ય ત્રણે લોકની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા છતાં બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર રૂપ છે. હે ભગવન્ ! કોઈ જડ બુદ્ધિ મિમાંસકાદિક મતવાળાજનો આપના ઐશ્વર્યની નિંદા કરે છે. એ નિંદા પાપી પુરૂષોને પ્રિય લાગે છે, પરંતુ આપના સર્વજ્ઞાનાદિ ગુણયુક્ત ઐશ્વર્યની નિંદા શુદ્ધ મુમુક્ષુઓને અતિ અપ્રિય લાગે છે.

કિમીહઃ કિંકાયઃ સ ખલુ કિમુપાયસ્ત્રિભુવનં
કિમાધારો ધાતા સૃજતિ કિમુપાદાન ઇતિ ચ ।
અતર્ક્યૈશ્વર્યે ત્વય્યનવસરદુઃસ્થો હતધિયઃ
કુતર્કો યં કાંશ્ચિન્મુખરયતિ મોહાય જગતઃ ॥ ૫ ॥

**અર્થઃ**—એ ધાતા પરમેશ્વર ત્રણ ભુવનની ઉત્પત્તિ કરે છે. પરંતુ તેઓએ ઉત્પન્ન કરવા બાબત શી ક્રિયા? કેવા પ્રકારની ક્રિયા? કિયા પ્રકારનો ઉપાય? ક્યા પ્રકારનો આધાર તથા જગતને ઉત્પન્ન કરવામાં નિમિત્ત ઉપાદન કારણ શું છે? કુતર્ક કેટલાક મંદબુદ્ધિયુક્ત પુરૂષો કરે છે. હે પ્રભો! એ કુતર્કનું તાત્પર્ય એ છે કે, જગત ત્રાતા તમારા ભકતોના ચિત્તને ભ્રમણા પમાડવી. આપને વિષે એવો કુતર્ક કરવો એજ અયોગ્ય છે. કારણ કે આપ તો અચિંત્ય મહાત્મ્ય યુક્ત છો.

અજન્માનો લોકાઃ કિમવયવવન્તોઽપિ જગતા-
મધિષ્ઠાતારં કિં ભવવિધિરનાદત્ય ભવતિ ।
અનીશો વા કુર્યાદ્ભુવનજનને કઃ પરિકરો
યતો મન્દાસ્ત્વાં પ્રત્યમખર સંશેરત ઇમે ॥ ૬ ॥

**અર્થઃ**—હે અમરવર! દેવોમાં તમે શ્રેષ્ઠ છો ભૂર્ભુવાદિ સપ્ત લોક અવેવી (અવયવ રહિત) હોવા છતાં અજન્મા હશે એવી સંભાવના થતી નથી. કારણ કે જે સાવેવ (અવયવ સહિત) વસ્તુ છે, તેનો જન્મ પણ થાય છે. જેમ ઘડો સાવેવી છે તેથી ઉત્પત્તિ માન છે. આ જગત અધિષ્ટાન પરમેશ્વરની અપેક્ષા વગર ઉત્પન્ન થતું હશે, ઈશ્વર શિવાય બીજો કોઈ જગતકર્ત્તા હશે. એ ભુવનો ઉત્પન્ન કરવામાં સામગ્રી શી છે? એવી રીતે પાપી મિમાંસકાદિક મતવાળા આપ બાબત અનેક પ્રકારના સંદેહ કરે છે; પરંતુ આપને વિશે સંશયની યોગ્યતા નથી તેમજ આપ ઈશ્વર કરતાં બીજો કોઈ સમર્થ પણ નથી.

ત્રયી સાંખ્યં યોગઃ પશુપતિમતં વૈષ્ણવમિતિ
પ્રભિન્ને પ્રસ્થાને પરમિદમદઃ પથ્યમિતિ ચ ।

રૂચિનાં વૈચિત્ર્યાદજુકુટિલનાનાપથજુષાં
નૃણામેકો ગમ્યસ્ત્વમસિ પયસામર્ણવ ઈવ ॥ ૭ ॥

**અર્થ:**—ત્રણ વાકયવડે ત્રણ વેદ, સાંખ્યવડે કપિલમત, યોગ્યવાકયવડે પાતાંજલી, ન્યાય એટલે વૈશેષિક શાસ્ત્ર, પશુપતિ વાકયવડે શૈવશાસ્ત્ર તથા વૈષ્ણવ વાકયવડે નારદ પંચરાત્ર એમ અંગીકાર કરેલાં છે. એ રીતે પંચભેદ કહ્યા, પણ સકલ મત્તવાદીઓ અહંકારવડે પોતપોતાનાં સિદ્ધાંતને અધિક માને છે. કારણ કે સર્વ પુરૂષોની ઈચ્છાઓ જુદી જુદી વિચિત્ર છે. પરંતુ જેમ સર્વ નદીઓનાં જલ પ્રથક પ્રથક માર્ગોવડે એકજ સમુદ્રમાં મળી જાય છે તેમ અધિકાર ભેદવડે આ એક પ્રભુ મુમુક્ષુઓને પ્રાપ્ત થાવો છો.

મહોક્ષ: ખટવાડંગં પરસુરજિનં ભસ્મફણિન:
કપાલં ચેતીયત્તવ વરદ તંત્રોપકરણમ્ ।
સુરાસ્તાંતામૃદ્ધિ વિદધતિ ભવદ્ભ્રૂ પ્રણિહિતા
નહિ સ્વાત્મારામં વિષયમૃગતૃષ્ણા ભ્રમયતિ ॥ ૮ ॥

**અર્થ:**—ભો વરદ, આ ભયના દાતા તંત્રોપકરણ વગેરે આપને અલ્પ સામગ્રી છે તેમાં પ્રથમ ઉક્ષન દીગણ, બીજુ દંડપર બ્રહ્મકપાળ, ત્રીજું પરશુકુઠારનુ આયુદ્ધ, ચોથું અજીનગજચર્મ, પાંચમું વનદગ્ધ કાષ્ટની ભસ્મ, છઠાં ફણીધર સર્પોનાં ભૂષણ તથા સાતમાં મનુષ્યોનાં મસ્તકોનાં તુમલાં છે તેથી અલ્પ વિભૂતી છે અને દેવલોકો આપની કૃપાદ્રષ્ટીવડે મહાન ઋદ્ધિને ધારણ કરે છે એ રીતે વિષય રૂપી મૃગ તૃષ્ણા આત્મારામ યોગીઓને બ્રહ્મ નિષ્ટાથી ચલાયમાન કરી શક્તિ નથી માટે સર્વ યોગીઓ કરતાં શંકરને શ્રેષ્ઠ પ્રતિપાદન કર્યા.

ધ્રુવં કશ્ચિત્ સર્વં સકલમપરસ્ત્વ ધ્રુવમિદં
પરો ધ્રૌવ્યા ધ્રૌવ્યે જગતિ ગદતિ વ્યસ્ત વિષયે ।
સમસ્તે પ્યેતસ્મિન્ પુરમથન તૈર્વિસ્મિત ઇવ
સ્તુવન્ જિહ્વેમિ ત્વાં ન ખલુ નનુ ધૃષ્ટા મુખરતા ॥ ૯ ॥

**અર્થ**:—હે પુરમથન ! કોઈ સમય કેટલાએક મિમાંસકો આ સર્વ જગતને ધ્રુવ નિત્ય માને છે. કેટલાક બૌધ મતના નાસ્તિકો આ સર્વ જગતને અનિત્ય માને છે. બીજા દીગંબરી નાસ્તિકો આ જગતને નિત્યાનિત્ય માને છે. એ રીતે આકાશાદિક પચભૂતો નિત્ય છે એમ માને છે અને ઘટપટાદિ સર્વ પદાર્થોને અનિત્ય માને છે. એ રીતે મત્તવાદી લોકો આ જગતને ભિન્ન ભિન્ન પ્રકૃતિ યુકતનું માને છે. ભટ બૌધાદિકની પેઠે હું આપ પ્રભુની સ્તુતિ કરતો થકો લજ્જા પામું છું. કારણ કે નિશ્ચય છતાં આશ્ચર્યથી પ્રેમિત થવું, એ મુરખતા છતાં અતી ચપળતાવાળા પુરૂષને લજ્જાની પ્રાપ્તિ કરે તેમ છે.

તવૈશ્વર્યં યત્નાદ્યદુપરિ વિરિંચો હરિરધ:
પરિચ્છેતું યાતાવનલમનિલસ્કન્ધવપુષ: ।
તતો ભક્તિશ્રદ્ધાભરગુરૂગૃણદ્ભ્યાં ગિરિશ યત્
સ્વયં તસ્થે તાભ્યાં તવ કિમનુ વૃત્તિર્ન ફલતિ ॥ ૧૦ ॥

**અર્થ**:—આપના ઐશ્ચર્યનો અત લેવા સારૂ બ્રહ્મદેવ આકાશ તરફ અને વિષ્ણુ પાતાળમાં ગયા. પરતુ ઉભયમાંના કોઈને પણ આપનો અત પ્રાપ્ત થયો નહી. કારણ કે આપ પ્રભુ તો વાયુ અને અગ્નિ સ્વરૂપી છો. તેમાં વાયુ તત્વ પર્યંત લીંગનું મસ્તક છે અને કાળ અગ્નિ પર્યંત લીંગનું મુળ છે. બ્રહ્મદેવ માત્ર બ્રહ્માંડના અને વિષ્ણુ માત્ર જળ તત્વના નિવાસી છે. માટે આપનું ઐશ્ચર્ય જાણવાને કોઈ સમર્થ થતા નથી. અને એ બ્રહ્મા વિષ્ણુના અંતરમાં આપ સ્વપ્રાગટમાન છો તો બ્રહ્મા વિષ્ણુ શ્રદ્ધા અને ભક્તિ વડે આપની સ્તુતિ કરે છે. હે ભગવાન ! આપની સેવા ફલની પ્રાપ્તિ કરતી નહીં હોય એવું સમજવું એ કેવળ મુર્ખતા છે. તો આપ ઈશ્વરની ભક્તિ સાક્ષાત પરંપરાગત ફલને આપનારી છે.

અયત્નાદાસાદ્ય ત્રિભુવનમવૈરિવ્યતિકરં
દશાસ્યો યદ્બાહૂનભૃત રણકણ્ડૂપરવશાન્ ।
શિર: પદ્મશ્રેણીરચિતચરણામ્ભોરૂહબલે:
સ્થિરાયા સ્ત્વદ્ભક્તેસ્ત્રિપુરહર વિસ્ફૂર્જિતમિદમ્ ॥ ૧૧ ॥

**અર્થઃ**—હે ત્રિપુરહર ! યુદ્ધની ઈચ્છાને લીધે સદા ચળવળી રહેલી વીશ ભૂજાઓ યુક્તના રાવણને યત્ન રહીતપણે નિઃશત્રુ યુક્ત ત્રિભુવનનું રાજ્ય પ્રાપ્ત થયું. તેમાં રાવણનુ પરાક્રમ માત્ર આપની સ્થિર ભક્તિજ છે. એ ભક્તિ એવી કે રાવણ પોતાના દશમસ્તક ( માથુ ) દનુજ રસ્તે છેદી, પંક્તિ કરી કમળની પેઠે આપ પ્રભુને ચરણે બલીદાન આપતો હતો. વિશેષ કરીને આપનું પુજન સર્વને સકળ વસ્તુની અધિકતાની પ્રાપ્તી થવાનો હેતુ છે.

અમુષ્ય ત્વત્સેવાસમધિગતસારં ભુજવનમ્
બલાત્ કૈલાસેઽપિ ત્વદધિવસતૌવિક્રમયત્ :
અલભ્યા પાતાલે ઽપ્યલસચલિતાંગુષ્ઠશિરસિ
પ્રતિષ્ઠા ત્વય્યાસીદ્ધ્રુવમુપચિતો મુહ્યતિ ખલઃ ॥ ૧૨ ॥

**અર્થઃ**—હે ભગવાન ! રાવણ આપની સમીપ કૈલાસમાં વસતો થકો આપને પોતાના વીશ ભૂજાઓનું પરાક્રમ દેખાડતો હતો. આપના બળને લીધે એ પાતાળમાં ટકી શકયો નહીં. આપની સેવા ભક્તિને લીધે રાવણને બળની પ્રાપ્તિ થઈ તથાપી આપના અંગુઠાનો ભાર રાવણના મસ્તકપર અનાયાસે દીધો, એટલામાં તો તેનાથી પાતાળમાં રહેવાણું નહી. વિશેષ કરીને પારકા ઐશ્વર્યને પામેલા દુષ્ટ જન મોહ પામે છે. તે મહાન પુરૂષની કૃપા દુષ્ટજનને ફળદાતા થતી નથી.

યદદ્ધિ સુત્રામ્ણો વરદ પરમોચ્ચૈરપિ સતી—
મધશ્ચક્રે બાણઃ પરિજનવિધેયસ્ત્રિભુવનઃ
નચ્ચિત્રંતસ્મિન્વખિસિતરિત્વચ્ચરણયો—
ર્નકસ્યાપ્યુન્નત્યૈભવતિશિરસસ્ત્વય્યનવનતિઃ ॥ ૧૩ ॥

**અર્થઃ**—હે વરદાતા પ્રભુ ! ઈંદ્રની અતી ઉત્કૃષ્ટ ઋદ્ધિને ત્રણે ભુવનોને દાસત્વપણે વરતાવનારો બાહાસૂર પાતાળમાં લેઈ ગયો એમાં કાંઈ આશ્ચર્ય નથી કારણ કે તે આપના ચરણની પુજા કરનારો હતો; માટે જે જનો આપને વંદે છે તેઓને ફળની પ્રાપ્તિ થાય એ પ્રત્યક્ષજ છે.

અકાણ્ડબ્રહ્માણ્ડક્ષયચકિતદેવાસુરકૃપા—
વિધેયસ્યાસીધસ્ત્રિનયન વિષં સહુંતવત:
સ કલ્માષ: કણ્ઠે તવ ન કુરૂતે ન શ્રિયમહો
વિકારો પિશ્લાધ્યો ભુવનભયભઙ્ગવ્યસનિન:     ॥ ૧૪ ॥

**અર્થ**:—હે ત્રીનયન ! આપે કૃષ્ણપાંડુર વરણના વિષનું પાન કર્યું છતાં એ વિષ કંઠને વિષે સ્થિત હોવાથી અતિશય શોભાને આપે છે. અકાંડ સમય ન છતાં બ્રહ્માંડના નાશને દેખીને દેવો તથા અસુરો ભયને સારૂ આપે કૃપા કરીને વિષનું પાન કર્યું તો હે પ્રભુ સંસારીજનોનાં સંસારી દુ:ખો દૂર કરવાનું આપને વ્યસન જ છે.

અસિદ્ધાર્થા નૈવ ક્કચિદપિ સદેવાસુરનરે
નિવર્ત્તન્તે નિત્યં જગતિ જયિનો યસ્યવિશિસ્વા:
સ પસ્યન્નીશ ત્વામિતરસુરસાધારણમભૂત્
સ્મર: સ્મર્તવ્યાત્મા નહિ વશિષુ પથ્ય: પરિભવ:     ॥ ૧૫ ॥

**અર્થ**:—હે ઈશ ! કામદેવનું બાણ ભાલરહિત છે તેથી તે બાણ આ જગતમાં દેવ, અસુર તથા નરલોકને જીતવાને નિષ્ફળ ન થતાં સર્વને વશીભૂત કરે છે. તથાપી આપની સાથે કામદેવ બીજા ઈંદ્રાદિ દેવોની પેઠે વરતવા લાગ્યો તેથી દહન થયો. અને સ્મરણ માત્રનુંજ કામદેવનું શરીર રહ્યું. એ કનિષ્ટ થયો તેનું કારણ માત્ર જીતેંદ્રિય પુરૂષોને પરાભવ પમાડવાનું છે. એ સુખનો હેતુ નથી. કારણ કે, ઈશ્વરનો અનાદર એ વિનાશ કારક છે.

મહી પાદાધાતાદ્રજતિ સંહસા સંશયપદમ્
પદં વિષ્ણોર્ભ્રામ્યદ્ભુજપરિ ઘરૂગ્ણ ગ્રહગણમ્
મુહુર્દ્યૌર્દૌસ્થ્યં યાત્યનિભૃતજટાતાડિતતટા
જગન્દ્રક્ષાયૈ ત્વં નટસિ નનુ વામૈવ વિભુતા     ॥ ૧૬ ॥

**અર્થ**:—હે ભગવાન ! આપે જગતના રક્ષણ તથા દુષ્ટોના નાશને અર્થે ચરણો ધરતાં ઉઠાવતાં પૃથ્વી નીચી ઉંચી થવા લાગી એવો નૃત્ય કર્યો, તેથી વિષ્ણુપદ આકાશે ભ્રમણ કરતું હતુ; તથા હાવ ભાવ બતલાવતાં ભુજાનો ફરવાને લીધે નક્ષત્ર ગણો રહ્યાં કે નષ્ટ થયાં તે બાબત સંશય થવા લાગ્યો; અને ઉભય સ્વર્ગદ્વાર વ્યથા પામ્યા, તેમજ જટા ફરવાથી સ્વર્ગનું એક પાસુ તાડિત થયું. ઘણું કરીને આપનું ઐશ્વર્ય વિપરીત પણ છે. તથાપિ આપ ઈશ્વરની ઇચ્છા સ્વતંત્ર છે.

વિયદ્વ્યાપીતારાગણગુણિતફેનોદ્દમરૂચિઃ
પ્રવાહોવારાં યઃ પૃષતલઘુદૃષ્ટઃ શિરસિ તે ।
જગદ્ દ્વીપાકારં જલધિવલયં તેન કૃતમિ
ત્યનેનૈવોન્નેયં ધૃતમહિમદિવ્યં તવ વપુઃ ॥ ૧૭ ॥

**અર્થ**:—હે જગદાધાર ! આપના શરીરપર મહાન જળ પ્રવાહ ઝીણી ફરફરની પેઠે વરસતો દેખાય છે તેથી વિરાટ સ્વરૂપનું પરિમાણ નથી. એ જળપ્રવાહ આકાશવત વ્યાપક અને તારા તથા નક્ષત્રોના સમુહમાં ફેણ સમાન છતાં, તેજનો ભાષ્ય થાય છે. જેમ નગરની પાછળ ચારે બાજુ ખાઈ હોય છે તેમ જળના પ્રવાહને લીધે ચારે તરફથી સરવ જગતને આવર્ણ કર્યું છે એ રીતે આપના વિરાટ શરીરને અનુમાનથી જાણી શકાય છે કે, આપનુ વપુ શરીર દિવ્ય પ્રભાવ યુક્ત છે.

રથઃ ક્ષોણી યન્તા શતધૃતિરગેન્દ્રો ધનુરથો
રથાઙ્ગે ચન્દ્રાર્કૌ રથચરણપાણીઃ શર ઇતી ।
દિધક્ષોસ્તે કો યં ત્રિપુરતૃણમાડમ્બરવિધી
ર્વિધેયૈઃ ક્રીડન્ત્યોનખલુપરતન્ત્રાઃ પ્રભુધિયઃ ॥ ૧૮ ॥

**અર્થ**:—હે દેવ ! જે સમય ત્રિપુરને દહન કરવાની આપની ઈચ્છા થઈ તે સમયે પૃથ્વીરૂપી રથ, બ્રહ્મારૂપી સારથી, હિમાચલ પર્વતરૂપી ધનુષ, સૂર્ય તથા ચંદ્ર-રૂપી રથનાં પૈડાં, જળરૂપી રથ ચરણ એટલે રથની પૈંજણીઓ તથા વિષ્ણુરૂપી બાણ કર્યાં; તો બાલ, વિર્ય, શકિત તથા બુદ્ધિ થકી યુક્ત પુરૂષો નિશ્ચય કરીને પરાધિન પણે ક્રિડા ન કરતાં નિજ શકિતથી વિનોદ કરે છે

હરિસ્તે સાહસ્રં કમલબલિમાધાય પદયો
ર્યદેકોને તસ્મિન્નિજમુદહરન્નેત્રકમલમ્
ગતો ભક્ત્યુદ્રેકઃ પરિણતિમસૌ ચક્રવપુષા
ત્રયાણાંરક્ષાયૈત્રિપુરહરજાગર્તિજગતામ્ ॥ ૧૯ ॥

**અર્થ**:—હે ત્રિપુરહર હરી ! આપના ચરણની પુજા વિષ્ણુ સહસ્ત્ર કમળવડે કરતા હતા, તેમાં એક ઓછુ હોય તો પોતે પોતાના નેત્રકમળની તુલ્યના સંકલ્પ કર્યો તેથી અધીક ભક્તિને લીધે ચક્રરૂપ ધારણ કરીને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલ એ ત્રણે લોકનું રક્ષણ તમેજ કરો છો. એ રીતે સુદર્શન ચક્રની શક્તિ વિષ્ણુને તમેજ આપેલી છે.

ક્રતૌ સુપ્તે જાગ્રત્ત્વમસિ ફલયોગે ક્રતુમતાં
ક્વ કર્મ પ્રધ્વસ્તં ફલતિ પુરૂષારાધનમૃતે ।
અતસ્ત્વાં સંપ્રેક્ષ્ય ક્રતુષુ ફલદાનપ્રતિભુવં
શ્રુતૌ શ્રદ્ધાંબધ્વાદૃઢપરિકરઃ કર્મસુ જનઃ ॥ ૨૦ ॥

**અર્થ**:—હે ભગવાન ! સકામી પુરૂષો કર્મ બાબત દ્રઢ વિશ્વાસ કરીને પ્રવત થાય છે. એ શ્રુતી અથવા વેદ વાક્ય પર દ્રઢ વિશ્વાસ કરીને કર્મ કરે છે. વળી ક્રતુયજ્ઞમાં ફલદાતા આપને જાણીને કર્મ કરે છે. વિનષ્ટ કર્મફળની પ્રાપ્તિ તમેજ કરો છો અને પુરૂષોને નષ્ટ કર્મફળની પ્રાપ્તી ઈશ્વરની આરાધના વિના સિદ્ધ થતી નથી.

ક્રિયાદક્ષો દક્ષઃ ક્રતુપતિરધીશસ્તનુભૃતા —
મૃષીણામાર્ત્વિજ્યં શરણદ સદસ્યા સુરગણાઃ
ક્રતુભ્રંશસ્ત્વત્તઃ ક્રતુષુફલદાન વ્યસનિનો
ધ્રુવં કર્તુઃ શ્રદ્ધા વિધુરમભિચારાય હિ મખાઃ ॥ ૨૧ ॥

**અર્થ**:—હે શરણુદાતા ! દક્ષપ્રજાપતી, ક્રિયા કર્મમાં કુશળ હતો, અને યજ્ઞકમ બાબત યજમાન પણ આપજ હતા. વશિષ્ટાદિક રૂષિઓ યજ્ઞમાં રૂત્વીજ ( કર્મના કરાવનાર ) હતા, તેમજ ઈંદ્રાદિક દેવો દક્ષપ્રજાપતિની સભામાં બેઠા હતા. એ રીતની સામગ્રી દક્ષના યજ્ઞમાં હતી. તથાપિ આપના કોપને લીધે નષ્ટ થઈ; કારણ કે, યજ્ઞમાં યજમાનને ફુળ સંપાદન કરવાનું આપને વ્યસનજ છે. તથાપિ યજમાનની શ્રદ્ધાવિના યજ્ઞકર્મ વિશેષ કરીને વિપર્યયનો હેતું થાય છે.

પ્રજાનાથં નાથ પ્રસભમભિકં સ્વાં દુહિતરં
ગતં રોહિદ્ભૂતાં રિરમયિષુમૃષ્યસ્ય વપુષા
ધુનુષ્પાણેર્યાતં દિવમપિ સપત્રા કૃતમમું
ત્રસન્તં તેઽદ્યાપિ ત્યજતિ ન મૃગવ્યાધરભસઃ ॥ ૨૨ ॥

**અર્થ**:—હે ભુનાથ ! આપનો મૃગ સમાનનો વેગ હાલ વર્તમાનકાળમાં પણ મટતો નથી કારણ કે આપના હાથમાં ધનુષ્ય છતાં પ્રજાનાથે લજ્જીત હોતે થકે મૃગશરીર ધર્યું અને બ્રહ્મદેવ આપની પુત્રી મૃગલનુ શરીર ધરીને નાસવા લાગ્યા તથાપિ પ્રજાનાથે અતી કામથી વ્યાકુળ હોતે થકે પાછળને પાછળ ધાવા માંડયું, આપના ભયથી બ્રહ્મા પણ સ્વગમાં નાસવા લાગ્યા. તોપણ તેણે બ્રહ્માની પુંઠ મેલી નહી અને આપે પણ તેનો પીછો છોડયો નહી. તેથી અદ્યાપી પણ એ તારાઓ આકાશમાં મૃગ શર નક્ષત્રમાં જણાય છે.

સ્વલાવણ્યાશંસા ધૃતધનુષમહલાય તૃણવત્
પુરઃ પ્લુષ્ટંદૃષ્ટ્વા પુરમથન પુષ્પાયુધમપિ
યદિસૈણં દેવી યમનિરત દેહાર્દ્ધઘટના
દવૈતી ત્વામદ્ધા બત વરદ મુગ્ધા યુવતયઃ ॥ ૨૩ ॥

**અર્થ**:—હે પુરમથન ! વિરહરૂપી ધનુષ્યને ધારણ કરીને ઉભેલો કામદેવ તૃણની પેઠે સીઘ્ર દહન થયો તે તથા આપનું અરધ શરીર પોતાના શરીરમાં વિદ્યમાન છે. એમ જાણવા છતાં પારવતી આપની સામાં આવીને ઉભાં અને શ્વલાવણ્યનું અભિમાન કરતે થકે આપને સ્ત્રી લંપટ માનવા લાગ્યાં તો સ્ત્રીજાતી મુઢ છે.

શ્મશાનેષ્વાક્રિડા સ્મરહર પિશાચાઃ સહચરા—
શ્ચિતા ભસ્માલેપઃ સ્રગપિ નૃકરોટી પરિકરઃ ।
અમઙ્ગલ્યં શીલં તવ ભવતુ નામૈવમખિલં
તથાઽપિ સ્મર્તૃણાં વરદ પરમં મંગલમસિ ॥ ૨૪ ॥

**અર્થ:**—હે સ્મરહર ! આપ સ્મશાનમાં ક્રીડા કરો છો. આપની સંગે પિશાચો રહે છે. તથા અંગે સ્મશાનની ભસ્મ લેપન કરવા છતાં મનુષ્યોનાં તુમલાંની માળા ધારણ કરો છો હે વરદાયક પ્રભુ ! એ રીતે આપની સામગ્રી અમંગલરૂપ છે. તથાપી જે પુરૂષો આપનુ સ્મરણ કરે છે તેઓને આપ પરમ મંગલરૂપ છો.

મનઃ પ્રત્યક્ ચિત્તે સવિધમવધાયાત્તમરૂતઃ
પ્રહૃષ્યદ્રોમાણઃ પ્રમદ સલિલોત્સઙ્ગિતદશઃ ।
યદા લોકયાહ્લાદં હૃદઇવનિમજ્જ્યામૃતમયે
દધત્યંતસ્તત્વંકિમ પિયમિનસ્તત્કિલભવાન્ ॥ ૨૫ ॥

**અર્થ:**—હે ભગવાન ! ચિત્તને વિષય તરફથી રોકીને યોગશાસ્ત્રમાં કહેલાં સાધનો કરીને, આપની તરફ ચિત્ત લગાવીને, આપ પ્રાણ તથા અપાનવાયુનું નીરોધન કરતેથકે હર્ષના આનંદને લીધે રૂંઆટાં ઉભાં થયાં છતાં પ્રમદ આનંદવડે જે જેઓનાં નેત્રોમાં જળ ભરાઈ ગયુ છે, એવા યમિ યોગીઓ આપના સતચીદાનંદ રૂપને પોતાના અંતઃકરણમાં ધારણ કરીને જેમ શીતળ તળાવમાં ક્રીડા કરવાથી પુરૂષ આનંદ પામે છે, તેમ આપના અમૃતરૂપી તત્વને ધારણ કરીને આનંદ પામે છે.

ત્વમર્કસ્ત્વંસોમસ્ત્વમસિપવનસ્ત્વંહુતવહ—
સ્ત્વમાપસ્ત્વંવ્યોમત્વસુધરણિરાત્માત્વમિતિચ ।
પરિચ્છિન્નામેવં ત્વયિ પરિણતા બિભ્રતુ ગિરં
ન વિદ્મસ્તત્તત્વં વયમિહ હિ યત્વં ન ભવસિ ॥ ૨૬ ॥

**અર્થ:**—હે ભગવાન ! સુર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, જલ, આકાશ, પૃથ્વી, તથા સરવના સાક્ષીરૂપ આત્મા એ સરવરૂપે આપજ છો. આપના સ્વરૂપને જાણનારા

પરિપક્વ બુદ્ધિવાળા પુરૂષો પોતાની વાણી વડે આપના સ્વરૂપનું જુદું જુદું કથન કરે છે. હું આ જગતમાં આપનાથી કોઈપણ પ્રથક વસ્તુ દેખાતો નથી. તો સકળ જડ તથા ચઈતન્યરૂપ આપજ છો.

ત્રયીં તિસ્રો વૃત્તીસ્ત્રિભુવનમથોત્રી નપિસુરા—
નકારાદ્યૈર્વર્ણૈસ્ત્રિભિરભિદધત્તીર્ણવિકૃતિ
તુરીયંતે ધામધ્વનિભિખરૂન્ધાનમણુભિ
સમસ્તંવ્યસ્તંત્વાંશરણદગૃણાત્યોમિતિપદમ્ ॥ ૨૭ ॥

**અર્થ**:—હે ભોશરણદ ! ઓં, એ પદ વડે આપની સ્તુતી થાય છે, ઓંકાર સર્વ રૂપથી સમસ્ત તથા અક્ષય રૂપે વ્યસ્ત ભિન્ન છે. અકાર, ઉકાર, તથા મકાર એ ત્રણ વર્ણવડે રૂગ, યજુ તથા શામ એ ત્રણે વેદોને ધારણ કરે છે, તથા ઉદાત, અનુદાત તથા સ્વરીત ભેદે કરીને સર્વ સ્વર તથા વ્યંજનોને ધારણ કરે છે. ત્રણ લોક તથા બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણે દેવોને પણ ઓંકાર ધારણ કરે છે. એ ઓંકાર આપ સુક્ષ્મ તેજ તુરીઆ નામના ધારામાં વ્યાપક છે. એ તુરીયાનુ સ્વરૂપ એવું છે કે, જાગ્રતાવસ્થામાં હૃદયથી કઠ સુધી, સ્વપ્નમાં કંઠથી તાળુ સુધી, સુશુપ્તિમાં તાલુથી લલાટ સુધી તથા શિવ તત્વ તુરીઆમાં લલાટથી કુંડળી સુધી વ્યાપક છે તુરીઆ સ્વરૂપ ષટ વિકારથી પ્રથક છે.

ભવઃ શર્વો રૂદ્રઃ પશુપતિરથોગ્રઃ સહ મહાં—
સ્તથાભીમેશાના વિતિયદભિધાનાષ્ટકમિદમ્ ।
અમુષ્મિન્પ્રત્યેકંપ્રવિચરતિ દેવ શ્રુતિરપિ
પ્રિયાયાડસ્મૈધામ્નેપ્રણીહિતનમસ્યોસ્મિ ભવતે ॥ ૨૮ ॥

**અથ**:—હે ભુદેવ ! આપના અભિદયાનાષ્ટકનાં આઠ નામ છે. વેદ શ્રુતિ એક નામને ભિન્ન ભિન્ન કરીને કહે છે પહેલું ભવ, બીજું સર્વ, ત્રીજુ રૂદ્ર, ચોથું પશુપતી, પાંચમું ઉગ્ર, છઠુ મહાનપણાને લીધે મહાદેવ, સાતમું ભીમ, તથા આઠમું ઇશાન નામ છે. હે ભગવાન્! હુ ગ્રંથકર્ત્તા આપના તુરીયા સ્વરૂપને વારવાર નમસ્કાર કરૂં છુ.

નમો નેદિષ્ટાય પ્રિયદેવ દવિષ્ટાય ચ નમો
નમઃ ક્ષોદિષ્ટાય સ્મરહર મહિષ્ટાય ચ નમઃ

નમો વર્ષિષ્ટાય ત્રિનયન યવિષ્ટાય ચ નમો
નમઃ સર્વસ્મૈ તે તદિદમિતિ શર્વાય ચ નમઃ ॥ ૨૯ ॥

**અર્થ**:—હે પ્રિયદેવ ! સમિપ સ્થિત એટલે આપના અંતર્યામી સ્વરૂપને તથા દૂર દિશાને વિશે સ્થિત એટલે આપના મહાન રૂપને નમસ્કાર કરૂં છું. મન વાણીથી પર એવા આપના સુક્ષ્મ, વૃદ્ધ, તરૂણ સર્વ ચરાચર તથા સર્વ ચરાચરથી પણ પર એવા આપના શુદ્ધ સ્વરૂપને હું નમસ્કાર કરૂં છું. એ રીતે સર્વ દ્રષ્ટા દ્રસ્યરૂપ તમેજ છો.

બહુલરજસે વિશ્વોત્પત્તૌ ભવાય નમોનમઃ
પ્રબલતમસે તત્સંહારે હરાય નમોનમઃ
જનસુખકૃતે સત્વોત્પત્તૌ મૃડાય નમોનમઃ
પ્રમહસિ પદે નિસ્ત્રૈગુણ્યે શિવાય નમોનમઃ ॥ ૩૦ ॥

**અર્થ**:—હે ભગવાન ! સૃષ્ટિની ઉત્પત્તી કરવાના હેતુથી ધારણ કરેલા રજોગુણ યુક્ત અધિષ્ટાંન એટલે આપના ભવરૂપને સૃષ્ટી સંહારના હેતુથી ધારણ કરેલા પ્રબળ તમોગુણ યુક્ત અધિષ્ટાન એટલે આપના હરરૂપને તથા સૃષ્ટિનુ પાલણ કરવાના હેતુથી ધારણ કરેલા સત્વગુણ યુક્ત અધિષ્ટાન એટલે આપના મુળ રૂપને હુ વારવાર નમસ્કાર કરૂ છુ. અને ત્રિગુણથી પર (જુદુ) એવા તુરીયારૂપી આપના સતચિદાનંદ શિવરૂપને હુ વારંવાર નમસ્કાર કરૂ છુ. એ રીતે ભક્તિની અધિકતાથી ગ્રથકર્તા વારવાર નમસ્કાર કરે છે

કૃશપરિણુતિ ચેતઃ કલેશવસ્યં ક્ક ચેદં
ક્ક ચ તવ ગુણસીમોલ્લઙ્ઘિની શશ્વદૃદ્ધિઃ ।
ઇતી ચકિતમમન્દીકૃત્ય માં ભક્તિરાધા–
દ્વરદ ચરણયોસ્તે વાકયપુષ્પોપહારમ્ ॥ ૩૧ ॥

**અર્થ**:—હે વરદાતા ! સ્વપ્ન વિચારની પેઠે આપને કુશ એટલે અલ્પ પ્રણામ કરૂં છું. હું કલેશ વશ્ય એટલે દુઃખને લીધે પરાધિન છુ. આપનો મહિમા ત્રણ ગુણની મર્યાદાથી પૃથક વર્તે છે. એ રીતે ભય ગગુનો થકો હું આપની નિરભય ભકિત કરૂં છું અને વાકયરૂપી પુષ્પોની માળાઓ આપના ચરણને વિશે અર્પણ કરૂં છું.

અસિતગિરિતમં સ્યાત્કજ્જલં સિન્ધુપાત્રે
સુરતરૂવરશાખા લેખની પત્રમુર્વી
લિખતી યદિ ગૃહિત્વા શારદા સર્વકાલં
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥ ૩૨ ॥

**અર્થ**:—હે ઈશ, નીલગીરી જેટલા કાજળની સમુદ્ર જેવડા પાત્રમાં સમાઇ રહે એટલી રૂશનાઈ કરી આ જગતપરનાં જેટલાં દેવતાઈ ઝાડ છે તેમની શાખાઓની લેખણો કરી પૃથ્વીના પૃષ્ટિ જેવડા કાગળમા સર્વના કરતાં ચપળ લખનાર સરસ્વતી સદાકાળ લખ્યાં કરે તો પણ આપના ગુણોનો પાર આવે નહીં.

અસુરસુરમુનીન્દ્રૈરર્ચિતસ્યેન્દુમૌલે—
ર્ગ્રથિતગુણમહિમ્નો નિર્ગુણસ્યેશ્વરસ્ય
સકલગુણવરિષ્ઠઃ પુષ્પદન્તાભિધાનો
રૂચિરમલઘુવૃત્તૈઃ સ્તોત્રમેતચ્ચકાર ॥ ૩૩ ॥

**અર્થ**:—બાણાસુરાદિ અસુરો, બ્રહ્માદિ દેવો તથા મન્વાદી નરેંન્દ્રો વગેરે સરવે જે ઈશ્વરના મસ્તકપર ચંદ્ર છે તથા માયાની ઉપાધી સહિત પોતેજ ઈશ્વર છે. જેમના ગુણોનો મહિમા અતિ પ્રખ્યાત છતાં અનન્વય વંશ પરમપરા ગોત્ર રહિત તથા નિરગુણ છે, તે ઈશ્વરનુ અરચન (પુજન) કરે છે; તેમની મધુર પ્રેમાકાર વૃતિથી, સકલ ગુણોથી સયુક્ત એવો હુ પુસ્પદંત આચારી આ મહિમ્ન સ્તોત્રવડે સ્તુતિ કરૂં છુ.

અહરહરનવદ્યં ધૂર્જટેઃ સ્તોત્રમેતત્
પઠતિ પરમભક્ત્યા શુદ્ધચિત્તઃ પુમાન્ યઃ
સ ભવતિ શિવલોકે રૂદ્રતુલ્યઃ સદાત્મા
પ્રચુરતરધનાયુઃ પુત્રવાન્કીતિ માંશ્ચ ॥ ॥ ૩૪ ॥

**અથ**:—આ મહિમ્નસ્તોત્રનો કરતા હું પુષ્પદંત આચારી કહું છું કે જે મનુષ્ય હાથ જોડીને શંકરમાં ચિત્ત લગાડીને, શ્રદ્ધાવડે આ મહિમ્ન સ્તોત્રનો પાઠ કરે છે, તે પુરૂષ કિંન્નરોએ સ્તવન કરેલા શિવની સમીપ કૈલાશમાં વાસ કરે છે. આ મહિમ્નનો પાઠ કરનાર પુરૂષ સકામ ભાવે આ મહિમ્નનો પાઠ કરશે તે પુરૂષ સ્વર્ગને પામશે

તથા નિસકામ પણે કરશે તે પુરૂષ મુક્ત થસે. આ મહિમ્નનો પાઠ કરનારા સર્વ પુરૂષો અંતઃકરણ શુદ્ધિદ્વારાએ જ્ઞાનપ્રાપ્તિ થવાથી મોક્ષ પામશે, માટે આ મહિમ્ન સ્તુતીનુ મહાન ફલ છે.

દીક્ષા દાનં તપસ્તીર્થં હોમયજ્ઞાદિકાઃ ક્રિયાઃ
મહિમ્નઃ સ્તવપાઠસ્ય કલાં નાર્હન્તિષોડશીમ્ ॥ ૩૫ ॥

**અર્થ**:—દિક્ષા કર્મના નિયમ, દાન, તપ, તિર્થયાત્રા, હોમ, તથા યજ્ઞાદિ કમકાડ ક્રિયા કરવાથી જે જે ફલોની પ્રાપ્તિયો થાય છે, તે સર્વ ફલોની પ્રાપ્તીયોનો સમુદાય મહિમ્ન સ્તોત્રની સોળમી કળાને પહોંચતો નથી.

સમાપ્તં તદિદં સ્તોત્રં સર્વમીશ્વરવર્ણનમ્
અનુપમં મનોહારિ પુણ્યં ગન્ધર્વભાષિતમ્ ॥ ૩૬ ॥

**અર્થ**:—પવીત્રતાના હેતુ યુક્તનુ આ સ્તોત્ર સમાપ્ત થયુ છે. આ સ્તોત્રનું કથન પુષ્પદંત ગંધર્વે કરેલું છે. આ મહિમ્ન સ્તોત્ર તુલ્ય બીજુ કોઈપણ સ્તોત્ર નથી; તેથી આ સ્તોત્ર વિષે સર્વનું મન આસક્ત થાય છે. આ સ્તોત્રમાં માત્ર ઈશ્વરનુંજ વર્ણન કયુ છે, કારણ કે ઈશ્વરના ગુણકથનની આગળ બીજી સકળ ચતુરાઈઓ વ્યર્થ છે

મહેશાન્નાપરો દેવો મહિમ્નો નાપરા સ્તુતિઃ।
અઘોરાન્નાપરોમન્ત્રો નાસ્તિતત્વંગુરોઃ પરમ્ ॥ ૩૭ ॥

**અર્થ**:—શકર સમાન કોઈ દેવ નથી, અઘોર મત્ર સમાન કોઈ મંત્ર નથી, બ્રહ્મવેત્તા ગુરૂ સમાન કોઈ ગુરૂ નથી; તેમજ મહિમ્નસ્તોત્ર સમાન ઈશ્વરની કોઈ સ્તુતિ નથી.

કુસુમદશનનામા સર્વ ગન્ધર્વરાજઃ
શશિખરમૌલેર્દેવદેવસ્ય દાસઃ
સ ખલું નિજમહિમ્નો ભ્રષ્ટ એવાસ્ય રોષાત્
સ્તવનમિદમકાર્ષીદ્દિવ્યદિવ્યં મહિમ્નઃ ॥ ૩૮ ॥

**અર્થ**:—પુષ્પદંત નામે સકલ ગંધર્વોનો રાજા છે. દેવોના દેવ શંકરનો દાસ છે. તેણે ચંદ્રશેખર એટલે મહાદેવના મહિમ્ન સ્તોત્રની રચના કરી છે. શંકરના રોષને લીધે પુષ્પદંત ગંધર્વની આકાશ ગમનની સિદ્ધિનો નાશ થયો છે, તેથી દેવોના ગુરૂ શંકરની સ્તુતી આ મહિમ્ન સ્તોત્રમાં કથન કરી છે; કારણ કે આ સ્તુતી દિવ્ય આત્માની પ્રાપ્તિનો હેતું છે, તેથી આ સ્તોત્ર દિવ્ય છે.

સુખરમુનિપૂજ્યં સ્વર્ગમોક્ષૈકહેતું
પઠતિ યદિ મનુષ્યઃ પ્રાઞ્જલિર્નાન્યચેતાઃ
વ્રજતિ શિવસમીપં કિન્નરૈઃ સ્તુયમાનઃ
સ્તવનમિદમમોઘં પુષ્પદન્તપ્રણીતમ્ ॥ ૩૯ ॥

**અર્થ**:—જે પુરૂષ પ્રાતઃકાલ ઉઠીને પરમ ભક્તિવડે શંકરની સ્તુતીનો આ પાઠ કરશે તે પુરૂષ ચીતશુદ્ધિ દ્વારાએ શીવલોકમાં રૂસ્તુલ્ય જ્ઞાનવાન થસે. સકામી પુરૂષોના આત્માકાય કારણ સહિત ધન પુત્રાદિ સમૃદ્ધી યુક્ત થસે. આ મહિમ્નનો પાઠ કરનારો પુરૂષ દીર્ઘાયુ થવા છતાં પુત્ર તથા કીર્તીમાન થસે. આ મહિમ્નનો પાઠ સકામી પુરૂષોને સકળ ભોગોનો હેતુ છે. તથા નિષ્કામી પુરૂષોને અંતઃકરણની શુદ્ધી થવાથી જ્ઞાન પ્રાપ્તીને લીધે મોક્ષનો હેતું છે.

શ્રીપુષ્પદન્તમુખપઙ્કજનિર્ગતેન
સ્તોત્રેણ કિલ્બિષહરેણ હરપ્રિયેણ
કણ્ઠસ્થિતેન પઠિતેન સમાહિતેન
સુપ્રીણિતો ભવતિ ભૂતપતિર્મહેશઃ ॥ ૪૦ ॥

**અર્થ**:—આ મહિમ્ન સ્તોત્ર શ્રી પુષ્પદત ગધર્વના મુખથી પ્રગટ થયું છે. આ મહિમ્ન સ્તોત્રના પાઠથી સર્વ પાપોનું નિવારણ થાય છે. વળી આ સ્તોત્ર શંકરને પ્રિય છે. માટે જે પુરૂષ ચિત્તને દ્રઢ કરીને નિજકંઠે પાઠ કરે છે તે પુરૂષ પર ભુતપતિ મહેશ પ્રસન્ન થાય છે. શંકરની કૃપ્પાદ્રષ્ટિથી મુમુક્ષુઓને બોધ થાય છે.

શિવત્તત્વં ન જાનામી કી દસોસિ મહેશ્વરઃ
યાદસોસિ મહાદેવ તાદશાય નમોનમઃ ॥ ૪૧ ॥

ઇત્યેષાવાઙ્મયી પૂજા શ્રી મચ્છંકર પાદયો:
અર્પિતાતેનયેદેવ: પ્રીયતાં ચ સદાશીવ: ॥ ૪૨ ॥

**અર્થ:**—આ મહિમ્ન સ્તોત્ર બરાબર શ્રી શંકરના આગળ અગીયારવાર ભણી જાય છે. તેની એક રૂદ્રી કરી કહેવાય છે. માટે સર્વ પુરૂષો કીંવા સ્ત્રીઓએ અવશ્ય મહિમ્ન સ્તોત્ર ભણીને શુદ્ધ ભાવનાથી કરવો. તેથી શ્રી મહાદેવજી તેના પર પ્રસન્ન પ્રસન્ન થાય છે.

॥ ઇતી શ્રી શિવમહિમ્ન સ્તોત્ર મૂલ અન્વય ગુર્જર ટીકા સહિત સંપૂર્ણમ્ ॥

---

## ॥ શ્રી પાર્થિવેશ્વર પૂજા ॥

પત્થર, કીડા, વાળ, હાડકાં વગેરે ન હોય તેવી શુદ્ધ કાળી મૃતિકા ( માટી ) સારી જગ્યાએથી લાવવી જોઇએ.

સ્નાનાદિથી શુદ્ધ થઈ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરી, પૂર્વ અથવા ઉત્તર દિશા પ્રતિ મુખ કરીને બેસવુ અને પછી સ્વસ્થ મનથી નીચે પ્રમાણે પૂજન કરવું.

**શ્રી ગણેશાય નમઃ**

ભસ્મ ધારણમ્ । "નમ શિવાય" । એ પંચાક્ષર મંત્રથી લલાટ, બાહુ વિગેરે સ્થાને ભસ્મ ધારણ કરવું.

**આચમનમ્ ।**

કેશવાયનમ: ॥ ૧ ॥ માધવાયનમ: ॥ ૨ ॥ ગોવિંદાયનમ: ॥ ૩ ॥ એમ બોલી ત્રણ વખત આચમન કરવું.

**સંકલ્પ: ।**

અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે એવં ગ્રહગણવિશેષણ વિશિષ્ટાયાં શુભપુણ્યતિથૌ મમ સકલ મનોરથસિદ્ધયર્થં દુરિતક્ષયર્થં શ્રી ભવાનીશંકરપ્રીત્યર્થં યથાશક્તિ યથામીલિતોપચારૈ: પાર્થિવેશ્વર પૂજન મહં કરિષ્યે । એમ બોલી સંકલ્પ કરવો.

પ્રોક્ષણમ્ । "નમશિવાય" । એમ બોલી પોતાની ઉપર તથા પૂજાની વસ્તુઓ ઉપર પાણીના છાંટા નાખવા.

**ન્યાસ :।**

શિવાય અંગુષ્ઠાભ્યાંનમ : । ભવાય તર્જનીભ્યાંનમ : । શર્વાય મધ્યમાભ્યાંનમ : । પસુપતયે અનામિકાભ્યાંનમ : । મહાદેવાય કનિષ્ઠિકાભ્યાંનમ : । ઈશાનાય કરતલકરપૃષ્ઠાભ્યાંનમ : ।

એ પ્રમાણે બોલી કરન્યાસ કરી, અંગન્યાસ કરવા.

શિવાય હૃદયાયનમ : । ભવાત્ર શિરસેસ્વાહા । શર્વાય શિખાયૈ વષટ્ । પસુપતયે કવચાયહુમ્ । મહાદેવાય । નેત્રત્રયાય વૌષટ્ ઈશાનાય અસ્ત્રાયફટ્ ।

**લિંગપ્રતિષ્ઠાપનમ્ । હરાયનમ : ।**

એમ બોલીને પલાવેલી માટી ( કાળી ) લેવી. તેમાંથી **મહેશ્વરાયનમ : ।** એમ બોલી ચાર આંગલ જેટલુ જલાધારી સહિત શિવલીંગ ઘડવું પછી એક ગગાજીની મસ્તકે ( માથે ) પાંચ ઉમીયાની ( પાર્વતીજી ) ડાબી તરફ, વિનાયકની ત્રણ અને કાર્તિકસ્વામીની બે એમ કરીને પાંચ જમણી તરફ, ત્રણ નેત્રની આગળ, એક નન્દીની જળાધારીને છેડે અને એક જળાધારીની નીચે એમ સોળ ઝીણી ગોળીઓ લિંગ ઉપર ચ્હોડવી. પછી હાથ ધોઈ, ડાબાહસ્તની હથેળીમાં અથવા ત્રાણાના પાત્રમાં, બીલી ઉપર—

**શુલપાણયે નમ : ।**

એમ બોલી પાર્થિવેશ્વર પધરાવવા.

**આવાહનમ્ ।**

> આગચ્છાગાચ્છ દેવેશ તેજોરાશે જગત્પતે ।
> ક્રિયમાણાં મયા પૂજાં ગૃહાણ સુરસત્તમ ॥

ઈતી આવાહનાર્થ અક્ષતાન્ સમર્પયામી । એમ ભણી ચોખા છાંટવા.

**ધ્યાનમ્ ।**

> ધ્યાયે નિત્યં મહેશં રજતગિરિનિભં ચારૂચન્દ્રા વતસં
> રત્નાકલ્પોજ્જ્વલાંગ પરશુમૃગવરાભીતિહસ્તં પ્રસન્નમ્ ।
> પદ્માસીનં સમંતાત્ સ્તુતિમમરગણૈર્વ્યાઘ્રકૃત્તિં વસાનં
> વિશ્વાદ્યં વિશ્વવન્દ્યં નિખિલભયહરં પંચવકત્રં ત્રિનેત્રમ્ ॥

ધ્યાન ધરતી વખતે ઉપાસકે લક્ષમાં રાખવું. કે જેવી રીતે હાથમાં ધારણ કરેલા શિવ લિંગનુ હાથથી પૂજન થાય છે તેવીજ રીતીએ ધીમે ધીમે તે વખતે પોતાના હૃદયને વિશે એવાજ શિવલિંગની કલ્પના કરી એ શિવલિંગરૂપી અંતરાત્મા (પરમાત્મા) ની પૂજા અંદર આપણો જીવાત્મા કરતો હોય એમ ધારણ કરવાનો અભ્યાસ રાખવો.

ઈતિ ધ્યાનમ્

**આસનમ્ ।**

નાનારત્નસમાયૂક્તં કાર્તસ્વરવિભૂષિતમ્ ।
આસનં દેવ દેવેશ પ્રીત્યર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી આસનાર્થે અક્ષતાન સમર્પયામી । એમ બોલી ચોખા નાંખવા.

**પાદ્યમ્ ।**

મહાદેવ નમસ્તેસ્તુ નરકાર્ણવતારક ।
પાદ્યં ગૃહાણ દેવેશ મમસૌખ્યં વિવર્ધય ॥

**અર્ધ્યમ્ ।**

વ્યક્તાવ્યક્તસ્વરૂપાય હ્રષીકપતયેનમ: ।
મયાનિવેદિતો ભક્ત્યા અર્ઘોયં પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી અર્ધ્યં સમર્પયામી । એમ બોલી અઘ આપવો.

**આચમનમ્ ।**

મન્દાકિન્યાસ્તુયદ્વારી સર્વપાપહરં સુભમ્ ।
તદિદં કલ્પિતં દેવ સમ્યગાચમ્યતાં ત્વયા ॥

ઈતી આચમનમ સમર્પયામી ।

**સ્નાનમ્ ।**

સ્નાનં પંચામૃતૈર્દેવ ગૃહાણ સુરસત્તમ ।
અનાથ નાથ સર્વજ્ઞ ગીર્વાણ પ્રણતિપ્રિય ॥

ઈતી સ્નાનં સમર્પયામી ।

વસ્ત્રમ્ ।

વેદસૂક્તસમાયુક્તે યજ્ઞસામસમન્વિતે ।
સર્વવર્ણપ્રદે દેવ વાસસી પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી વસ્ત્રાર્થ અથતાન્ સમર્પયામી ।

યજ્ઞો પવીતમ્ ।

બ્રહ્મા વિષ્ણુ મહેશૈશ્ચ નિર્મિતં બ્રહ્મસૂત્રકમ્ ।
યજ્ઞોપવીત દાનેન પ્રીયતાં ગિરિજાપતીઃ ॥

ઈતી યજ્ઞોપવીતાર્થ અક્ષતાન્ સમર્પયામી ।

ચંદન વિલેપનમ્ ।

શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢયં સુમનોહરમ્ ।
વિલેપનં સુરશ્રેષ્ઠે ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી ચન્દનં સમર્પયામી ।

અક્ષતાઃ ।

અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠ કુંકુમૌકતાઃ સુશોભિતાઃ ।
મયા નિવેદીતા ભકત્યા ગૃહાણ પરમેશ્વર ॥

ઈતી અક્ષતાન્ સમર્પયામી ।

બિલ્વપત્રમ્ ।

ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રં ચ ત્ર્યાયુષમ્
ત્રિજન્મ પાપ સંહારં એક બિલ્વં શિવાર્પણમ્ ॥

ઈતી બિલ્વંપત્ર સમર્પયામી ।

પુષ્પાણી ।

મલ્લિકાદિ સુગન્ધીની માલત્યાદીનિ વૈ પ્રભો ।
મયા દ્રતાની પૂજાર્થં પુષ્પાણિ પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી પુષ્પાણી સમર્પયામી ।

ધૂપઃ ।

વનસ્પતીરસોદ્‌ભુતો ગન્ધાઢવો ગન્ધઉત્તમ ।
આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોયં પ્રતિગૃહ્યતામ્ ॥

ઈતી ધૂપં સમર્પયામી ।

દીપદર્શનમ્ ।

સાજ્યંચ વર્તિસંયુકતં વહ્નિના યોજિતં મયા ।
દીપં ગૃહાણ દેવેસ ત્રૈલોકયતિમિરાપહ ॥

ઇતી દીપંદર્શયામી

નૈવેદ્યમ્ ।

ઘૃતપકવં હવિષ્યાન્નં પાયસં ચ સશર્કરમ્ ।
નાનાવિધં ચ નૈવેદ્યં શંકરઃ પ્રતિ ગૃહ્યતામ્ ॥

ઈતી નૈવેદ્યં સમર્પયામી ।

નૈવેદ્યમધ્યે પ્રાશનાર્થં પાનીયં સમર્પયામી ।
ઉત્તરાપોસનં હસ્તપ્રક્ષાલનં મુખપ્રક્ષાલનં સમર્પયામી ॥

એમ બોલી પાણી ત્રણવાર મૂકવું.

તામ્બુલમ્ ।

લવંગકર્પૂરયુતં તાંબુલં સૂરપૂજીતમ્ ।
પ્રીત્યા ગૃહાણ દેવેશ મમ સૌખ્યં વિવર્ધય ॥

ઈતી મુખવાસાર્થં તાંબુલં સમર્પયામી ।

પુંગી ફલમ્ ।

ઇદં ફલં મયા દેવ સ્થાપિતં પુરતસ્તવ ।
તેન મે સફલાવાપ્તિ ર્ભવેજ્જન્મનિ જન્મની ॥

ઈતી પુંગીફલં સમર્પયામી । એમ બોલી સોપારી મૂકવું અથવા મૂકયુ છે એમ માનસીક કલ્પના કરવી.

નીરાજનમ્ ।

કર્પૂરગૌરં કરૂણાવતારં
સંસાર સારં ભુજગેન્દ્રહારમ્ ।
સદા વસત હૃદયારવિન્દં
મવં ભવાનિ સહિતં નમામિ ॥

ઈતી આરાત્રિક સમર્પયામી । એમ બોલી આરતી ઉતારવી.

પ્રદક્ષણા ।

યાની કાનિ ચ પાપાની જન્માન્તર કૃતાનિ ચ ।
તાનિ તાનિ વિનશ્યન્તુ પ્રદક્ષિણ પદે પદે ॥

ઈતી પ્રદક્ષણાં સમર્પયામી । એમ બોલી પ્રદક્ષણા કરવી. પછી નીચે પ્રમાણે બોલી પુષ્પ મહાદેવ ઉપર ચઢાવવું.

મન્ત્રપુષ્પાંજલિઃ ।

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥ ૧ ॥

કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા
બુદ્ધયાત્મના વા પ્રકૃતેઃ સ્વભાવાત્ ॥
કરોમી યદ્યત્સકલં પરસ્મૈ
પરાત્પરાયેતી સમર્પયામી ॥ ૨ ॥

વન્દે દેવ મુમાપતિ સુરગુરૂં વન્દે જગત્કારણં
વન્દે પન્નગ ભૂષણં મૃગધરં વન્દે પશુનાં પતિમ્ ॥
વન્દે સૂર્યશશાંકવહ્નિનયનં વન્દે મુકુન્દપ્રિયં
વન્દે ભક્તજનાશ્રયં ચ વરદં વન્દે શિવ શંકરમ્ ॥ ૩ ॥

ઇતી મન્ત્ર પુષ્પાંજ્જલીં સમર્પયામી ।

પછી નીચે પ્રમાણે હાથ જોડીને બોલવુ.

આવાહનં ન જાનામિ ન જાનામિ વિસર્જનમ્
પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમ્યતાં પરમેશ્વર ॥ ૧ ॥

ગતં પાપં ગતં દુઃખં ગતં દારિદ્રમેવ ચ
આગતા સુખ સંપત્તિઃ પુણ્યાહં તવ દર્શનાત્ ॥ ૨ ॥

મન્ત્રહીંન ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વર ।
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુમે ॥ ૩ ॥

અપરાધિ સહસ્રાણી ક્રિયન્તેડ હર્નિશં મયા
દાસોય મિતી માં જ્ઞાત્વા ક્ષમસ્વ પરમેશ્વર ॥ ૪ ॥

અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ્
તસ્માત્કારૂણ્યમાર્વન રક્ષ રક્ષ પરમેશ્વર ॥ ૫ ॥

યદક્ષર પદભ્રષ્ટં માત્રાહીનં ચ યમ્દ્રવેત
તત્સર્વ ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર ॥ ૬ ॥

પછી પૂજનને અંતે ઓછામાં ઓછી એક નમઃ શિવાય એ પંચાક્ષર મંત્રની માળા જપવી.

જપ કરીને નીચે પ્રમાણે ભણી પાણી મૂકવું :—

અનેન જપેન શ્રી સાંબસદાશીવઃ પ્રીયતાં ન મમ

પછી હાથમાં ચોખા લઈ નીચેનો મન્ત્ર ભણી આસપાસ નાંખવા

વિસર્જનમ્

યાન્તુ દેવગણાઃ સર્વે પૂજામાદા ય પાર્થિવ ।
ઈષ્ટ કામસમૃદ્ધયર્થં પુનરાગ મનાય ચ ॥

નમન પીવાનો મંત્ર :—

અકાલ મૃત્યું હરણું સર્વ વ્યાધિ વિનાસનમ્
શિવ પાદોદકં પીત્વા જઠરે ધારહ્યામ્યહમ્

એ પ્રમાણે બોલી નમન પીવું અગર આંખે અડકાવવું. પછી નીચે પ્રમાણે બોલી પાણી મૂકવું.

અનેન પાર્થિવેશ્વર પૂજનેન શ્રી સાંબસદાશિવ:
પ્રીયતાં ન મમ । તત્સત્ શિવાર્પણ મસ્તું ।

શ્રી પાર્થિવેશ્વર પૂજન વિધી ઉપર પ્રમાણે કરવાથી તેના પર શ્રી શંકર હરનીશ પ્રસદ રહે છે. આ પુજન વિધી સર કરવું.

શાન્તિ શાન્તિ શાન્તિ

---

॥ શિખરણી વૃત ॥

સદા શાંન્તિ જે કેં, દુખ ન લિખ એંકે નજ યે
જગત્જે જીવેકે, પરમ હિતકારી પ્રિય થિયેં;
સુધારી સદ્બોધે, જગત અઘ ( પાપ ) જારી તન ધરે
ભવાબ્ધિનું તારી; સુગુરૂ સુખકારી દુખ હરે ॥ ૧ ॥

નમાયામેં મોહ્યા, જનમ બિજ બોયા ફિરી નજેં
સ્વકર્મે કે ખોયા, સ્વજ્જન અરિ જાણ્યા વરિ નજે
નપ્રિતી અપ્રિતી, સકલ સમુદ્રષ્ટિ રખિ ફિરે
તરેં નેં તારી ઉ, ભવ દધિ બિજાનું ભય હરે. ॥ ૨ ॥

સમ્પૂર્ણ

# ઇશ્વરની સર્વદેશી પૂજા.

( ગઝલ )

પિતાજી! વિશ્વના ત્રાતા! પ્રભુજી! દીનના ભ્રાતા;
બધા અજ્ઞાન ને જ્ઞાની, વિવિધ રૂપે તને ધ્યાતા!
પૂજે કોઈ અગ્નિ કે જલમાં, વળી કોઈ તીર્થના સ્થળમાં;
કરી પાષાણની પ્રતીમા, ઘરેઘર આપ પૂજાતા!
કહેછે કોઈ પુરાણોમાં, કહે કાબા–કુરાનોમાં;
ઘરે–બહારે–વિરાનો માં, બધે ખેલો તમે ત્રાતા!
ગુણી જ્ઞાની અને ભકતો, મુનિ, યોગી, મહાત્માઓ;
ધરીને ધ્યાન ઋષિ–સંતો; નિરંતર આપને ધ્યાતા!
ભરી છે જ્યોતી જલસ્થલમાં, તમે છો ગામ–જંગલમાં;
તમે ફુલપાન ને ફલમાં, રહ્યા વ્યાપી મહાજ્ઞાતા!
રચીને વિશ્વલીલા આ, જડી જડ–મૂળ કુદરતમાં;
જડ્યા આકાશમાં ખીલા, સિતારાના તમે ત્રાતા!
બધાં બ્રહ્માંડ સૃજનારા, પિતાજી, પાળનારા છો;
સદા સંભાળનારા છો, તમે બંધો! તમે ભ્રાતા!
પડે જ્યાં મોહનો ધોકો, મમત ત્યાં વાળતી ચોકો;
ભૂલીને આપને લોકો, ખતા બહુ ખોફના ખાતા!
ગૂનાહોની શીશૂ જાણી, ક્ષમા આપો દયા આણી;
સૂણી આ રંકની વાણી, ભરો સૌને હૃદય શાંતા!
જગત્ના માનવો! આવો, અને ઓ! સ્વર્ગના દેવો;
ઉઠાવો આજનો લ્હાવો, ગજાવો નાથ ગુણ ગિતા.

સંમ્પૂર્ણ

## પ્રાર્થના

( પૃથ્વી છંદ )

પ્રભો, શિર નમ્યું: નમ્યુંજ ધરૂં સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે: સકલ અન્ય એમાં લહું.
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા
અને વળી જુવે ઉઠી ફરી ફરી ઉપર બુદ્દબુદો,
પ્રસારી નિજ મેલ ફીણ વમળો, અરે કીટકો,
લસે અમિત-નેકુટે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરે રે પ્રભો!
વહે કયંહિથી બુદ્દબુદો ફરીજ એ એહવા!
હશે પવન સંતતિ! ઉદધીનીજ વેલા હશે!
દીસે નહીં દીસે અગર તિમિર ગહ્વરે આત્મમાં
ત્યાંથી નિકળી ધસે ફરી ફરીજ એ બુદ્દબુદો!
અદૃષ્ટ–ભવથી અને જીગરનાં જુનાં પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત પોતા પણે
વહે, સલિલ ઓઘ અર્ધ્ય પ્રસરાવતો, હે પ્રભો!

સંપૂર્ણ

**સમાપ્ત.**

## અભિપ્રાયો.

### સાહિત્ય, મે ૧૯૨૩.

"ગુજરાતી ભાષામાં પાકશાસ્ત્રને લગતાં ઘણાં થોડાં પુસ્તકો પ્રગટ થયાં છે એ નવાઇ જેવું લાગે છે. ગુજરાતમાં રસોઇની કળા ઘણી આગળ વધી છે એટલુંજ નહીં, પણ ઘણી સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનું માન ગુજરાતની સ્ત્રીઓને મળી શકે. અત્યાર લગીમાં બે ત્રણ પુસ્તકો બહાર પડયાં હતાં...... શરૂઆતમાં ઘર ઉપયોગી રસોઇ કળા, પાક સંસ્કાર, અને ઘર ઉપયોગી પદાર્થની પરીક્ષા તથા ખોરાકની સુચના આ ચાર ઉપયોગી નિબંધ આપ્યા પછી જુદી જુદી વાનીઓ કેમ બનાવવી તેની સુચનાઓ છે. ભાત, ચટણી, રાયતાં, શાક, મિષ્ટાન્ન, અથાણું વગેરે વાનીઓ જુદી જુદી જાતની અને જુદી જુદી રીતે કેમ બને તે અંદર જોઇતી ચિજોનાં પ્રમાણો સાથે સ્પષ્ટતાથી સમજાવ્યું છે. વાનીઓની સંખ્યા ઘણી મોટી છે, એ આ પાકશાસ્ત્રની ખરી ખુબી છે.

ઘણી બહેનોને રસોઈ વિષે ઘણું ઓછું જ્ઞાન હોય છે; અને રસોઈ એ હિંદુઓના ઘરની વિદ્યા અને કળા બંને છે, એ લક્ષમાં રાખીએ તો '**પાકશાસ્ત્ર**' જેવો ગ્રન્થ ગુજરાત સમક્ષ મુકનાર બહેનોએ **રોજને રોજની ચાલુ સેવા આપણને અર્પી છે,** એમ કહેવું એ અતિશયોક્તિ નથી."

## Opinion of

## Rao Bahadur Govindbhai Hathibhai Desai,

B. A., LL. B.,

CHIEF JUDGE, VARISHTA COURT,
BARODA STATE.

BARODA, 24-4-23.

"Two Hindu Ladies, Ben Vimla and Lalitagaori, have prepared and published an excellent book on Cookery (**પાકશાસ્ત્ર**). They have taken great personal trouble and undergone great expenditure in this venture. The book is nicely printed, and supplies a long felt want for our households and schools. I am sure it will be of great use to our girls in the study of Cookery. The book indeed deserves a liberal patronage and encouragement."

---

## પ્રજા મિત્ર અને પારસી, તા૦ ૪ થી ઑગસ્ટ, ૧૯૨૩.

"ઘર ઉપયોગી રસોઇ કરવાને લગતા અતયાર સુધીમા જે પુસ્તકો બહાર પડ્યા છે તે ગણુત્રીનાજ છે અને તેમાં હાલમા બે હીન્દુ બેહનોએ એક નવા ઉપયોગી પુસ્તકનો કરેલો વધારો ઘણો આવકારદાયકજ લેખાશે. ગંગાસ્વરૂપ બેહેન લલિતાગઉરી શામરાવ તથા મુંબઇના જાણીતા બુકસેલર્સ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપનીના ભાગયા મી૦ ઝવેરભાઇ પંડીયાના ભત્રીજી ગંગાસ્વરૂપ બેહેન વિમળાગઉરી મગનલાલ તરફથી પાકશાસ્ત્ર અથવા પકવાન પોથી નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યુ છે, જેમાં ત્રણસો જુદી જુદી જાતની વાણીઓ તે પકાવવાની સમજ સાથે ઘણી સરસ રીતે આપવામાં આવી છે. આ વાણીઓ બનાવવા માટેની સાદી અને સેહેલમાં સમજ પડે એવી સુચનાઓ આપવામાં આવી છે. જેથી રાંધણકળાના હુનરથી વાકેફગારને નવી ઘણી વાણીઓ બનાવવાની સમજ પડશે, જ્યારે એ હુનરથી બીન વાકેફ આસામી પણ આ ચોપડીમાં આપેલી સુચનાઓ અનુસાર ચાલીને પોતાનું રાજીંદું ખાણું પોતાને હાથે પકાવી લઇ શકશે. હીંદુ જેવી અનકૂળ શાક આહારી મોટી કોમમાં અનકૂળ શાકની તરેહવાર વાણીઓ બનાવવાનું શીક્ષણ આપનારા આવા એક પુસ્તકની ખરેજ ખુટ હતી તે પુરી પાડવા માટે કરતાઓને ધનયવાદ આપી શકાશે. અનકૂળ શાક આહારના ફાયદા હાલમાં ભાષણો તથા પુસ્તકો રૂપે જાહેર પ્રજા સનમુખ દાખલા દલીલો સાથે છુટથી રજુ કરવામાં આવે છે, જેને પ્રતાપે હીંદુ સીવાય બીજી કોમોના આસામીઓની પણ મોટી સંખ્યા એ ખોરાકી લેવા તરફ ઢળેલી છે, જેઓની એવી વલણને તરેહવાર સ્વાદીષટ વાણીઓથી લલચાવનાર આ પુસ્તક મકમ બનાવવામાં સારો હીસ્સો આપી શકશે.

વાણીઓની ચુંટણી પુસ્તકમાં એવી તો સરસ રીતે કરવામાં આવી છે કે જેઓને દાંતના ચશતાનો બુરો રોગ લાગુ પડયો હોય તેઓને તેમજ તદન સાદા અને સુતરા ખોરાક ઉપર નીરવાહ કરનારા બંને વરગોને તે ઉપયોગી થઇ પડશે. કેટલીક વાણીઓ તો એવી છે કે જે બીજી પકવાન પોથીઓમાં નજરે પડતી નથી અને ઘરસંસાર ચલાવનારાઓને તે ઘણી કામની થઇ પડે તેવી છે. આ પોથીમાં જે અસંખ્ય વાણીઓનું તરેહ તરેહ પ્રકારનું મીનું આપવામાં આવ્યું છે તે જોતાં માત્ર રૂ. ૩ ની કીંમત ઘણી આકરી લેખાશે નહી. વળી સોનેરી ગીલીટ કરેલી પુંઠાવાળી ચોપડીની કીંમત રૂ. ૩ ૮ ૦ રાખવામાં આવી છે જે દેખાવમાં ઘણી શોભાયમાન નજરે પડે છે. હીંદુઓ સેવાયની બીજી કોમના-જેમકે પારસી અને મોહમેદન ભાઇઓ-જેઓ એકના એક ખાણાંથી કંટાલ્યા હોયે તેઓને પાક શાસ્ત્રમાં આપવામાં આવેલા મીનુની અજમાએસ લેવા ભલામણ કરી શકાશે કે જેથી "વેરાયટી" તરીકે એક નવીનજ પ્રકારની વાણી બનાવવાનું ઘણું સુગમ થઇ પડશે. આવી પકવાન પોથીઓ આપણી કનયાશાળાઓમા પણ દાખલ કરવાની ઘણી જરૂર છે અને રાંધણુકળાની તાલીમ માટે તે કનયાઓને ઉપયોગી થઈ પડશે. આ પુસ્તકમાં વાણીઓ બનાવવાની સમજ કેવી ખુલ્લી ભાષામાં આપવામાં આવી છે તે દરશાવવા માટે તેમાંથી "ઘઉંની રોટલી" અને "પાકાં કેળાંનાં ભજીયાં" કેવી રીતે બનાવવાં તેનું આપવામાં આવેલું વરણન અમો હેઠળ ઉતારીયે છીએ :—

**રોટલી ઘઉંની**—લોટ શેર ૧, ઘી શેર ૦)=, અને ચોખાનો લોટ શેર ૦)=

લોટ બાંધવાની રીત, દાળ સીજતી હોય તે વખત લોટ બાંધીને ભીંજવવો નીચે પ્રમાણે :—

લોટને કઠણ બાંધી હાથથી ટુંપવો, અને તે ઉપર પાણીનો છંટકાવ દઈ ઢાંકી મુકવો. રોટલી કરતી વખત બાંધેલા લોટને હાથથી ગુંદવો. નરમ કઠણ હોય તો તેને બરોબર રીતે કરવો. પછી જેવડી રોટલી કરવી હોય તે પ્રમાણે લુવો લઇ સાફ ચકલાણ વેલણ ઉપર વણવી. અટામણ ચોખાના લોટનું લેવું, તે રોટલી જાડા તવા ઉપર સેકવી, અને તેને એક વખત જરા ગરમ થાય એટલે ફેરવવી. બીજી બાજુ ચુંમકી પડે એટલે આંચ કાઢી તઇયાર રાખ્યો હોય તે ઉપર નાખવી. ફુલી જાય એટલે ઉતારી લઇ ચમચાથી ઘી ચોપડી દેવું.

**પાકાં કેળાંનાં ભજીયાં**—ચણાનો લોટ શેર ૧, કેળાં શેર ૧, લુંણ તોલા ૨ાા, ખારો તોલો ૦ા, હીંગ વાલ ૬, તેલ શેર ૦ાા, મેથી સેકેલી તોલો ૦ાા, લાલ મરચાં નંગ ૪ નો ભુકો.

ચણાના લોટમાં લુંણ તથા ખારો તથા હીંગ તથા સેકેલી મેથી તથા લાલ મરચાંનો ભુકો નાખી ઘોર કરવો. કેળાંનાં ગોળ ચગદાં કરી વેસણમાં લપેટી ઉપર પ્રમાણે તળી લેવાં.

વળી ઉપલાં પુસ્તકમાં દુધ, ખાંડ, માખણ જેવા રોજીંદા ઉપયોગના પદારથો ભેળસેલ વગરના હોયાની ખાત્રી કેમ કરવી તેની સાદી રૂઢી આપવામાં આવી છે. શરૂઆતમાં જુદી જુદી વાણીઓની અનુક્રમણીકા આપવામાં આવી છે, જે ઉપરથી જે વાણી પકવવાની હોય તે કયાં પાનાં ઉપર આવી છે તે ઝટ જોઇ શકાય છે."

## જામે જમશેદ, તા૦ ૧૮ મી આગસ્ટ ૧૯૨૩.

"બે હીંદુ બાઇઓએ આ પાકશાસ્ત્ર યાને પકવાનપોથીનું નાનકડું પુસ્તક રચીને બાહેર પાડયું છે. પુસ્તક પોણી ત્રણસો સફાનું છે અને કપડાના સુશોભીત પુઠામાં બાંધેલું છે. મોટા હરફે સારાં કાગળ ઉપર છાપેલું છે. જેઓ માંસ, માછલી અને ઇંડાનો ખોરાક લેતા ન હોય, તેઓ માટે આ પુસ્તક ઉપયોગી છે. તેમાં અન્નફળ, શાકની તરેહવાર વાનીઓ બનાવવાની રીત સહેલી શાદી ભાશામાં આપી છે. આ પુસ્તક ખસુસ કરીને હીંદુ કુટુંબોને બરનું છે, કારણ કે હીંદુ ઘરોમાં પકાવવામાં આવતી વાનીઓ બનાવવાની રીત તેમાં આપી છે. પણ જે પારસી કુટુંબો માંસનો ખોરાક લેતાં ન હોય, અને માંસ, માછલી વગર દરરોજ સવારે "શું રાંધવું–શું ખાવું" ની મુઝવણ થતી હોય તેઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડવું જોઈએ. ત્રણસોથી વધુ વાનીઓ બનાવવાની રીત એમાં આપેલી છે. દરરોજ ખપના તરેહવાર પકવાનો, જાત જાતની મીઠાઈ, ચટણી, અચાર, મુરબા, મસાલા વગેરે બનાવવાની રીત આ પુસ્તકમાં આપી છે. વળી શીયાળાની મોસમમાં ખાવાના તરેહવાર જાતના શકતીના પાકો બનાવવાની રીત પણ એમાં આપી છે. માંસનો ખોરાક લેનારાં પારસી કુટુંબો પણ એકની એક વાનીઓથી કંટાળી ગયાં હોય અને વાર તહેવારે કાંઈક નવી વાનીઓ બનાવવાની હોંસ રાખતાં હોય, તેઓને આ પુસ્તકમાંથી ઘણુંક નવું જાણવાનું અને શીખવાનું મળશે—તેથી દાંતના ચશટાનું અભાગયું દરદ દફે કરી શકાશે."

---

## ફુરસદ, સપ્ટેમ્બર—ઑક્ટોબર, ૧૯૨૩.

"અન્ન ફળ શાકના ખોરાકપર ગુજારો કરનારા વેજીટેર્યનોને માટે ગંગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગંગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્ન ફળ શાકની તરેહવાર વાણીઓ કેવી રીતે પકાવવી તે શિખાડવાને ઉપલાં નામ હેઠળ ૩૨૦ સફાનું એક કીંમતી પુસ્તક બાહેર પાડ્યું છે, જે વેજીટેર્યનોની એક ઘણી અગત્યની ખુટ પુરી પાડે છે. તરેહ તરેહના ખોરાકના પદાર્થોમાં કુદરતી રીતેજ અનેક તરાહના સ્વાદ ભરેલા રસો રહેલા છે, અને તમને જો સારી રીતે પકાવેલા હોય છે તો તે ઘણાજ સ્વાદિષ્ટ બને છે. આ પકવાન પોથીમાં અકેક એવી વાણી આપલી છે કે જેનાં નામો વટીક અદ્યાપિ હું જાણુતો ન હતો. આગલા કાળમાં સ્ત્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણતાં હતાં, પરંતુ હાલમાં તો એ શિક્ષણમાં બહુજ ખામી જોવામાં આવે છે. ઘરનાં માણસોની ખાવા પીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે, પણ તેમાં હાલ ઘણી ન્યુનતા જોઈ શકાય છે. જેમ ઘણી વિદ્યાવાળા પુરૂષને માનપ્રતિષ્ઠા મળે છે અને તેજ તેનું ભુષણ થાએ છે તેમ સ્ત્રીઓને જો સારી રસોઈ કરતાં આવડે છે તો તેમની પ્રતિષ્ઠા વધે છે. મહીંએ આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને જમાડવા એ તો સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય ગણાય છે, અને જો એ આર્ટમાં એક સ્ત્રી પછાત હોય તો તેનાં ભંડોળની ત્યાંજ પરીક્ષા થઇ જાય છે, આપણી પારસી કોમની કોલેજમાં કેળવણી લેતી છોકરીઓમાંના મોટા ભાગને આજે એક ઈંડું ચાલવતાં આવડતું નથી, અને તેથી તેવીઓને માટે આવી પકવાન પોથીઓની ખરેખર બહુ જરૂર છે.

આ પુસ્તકમાં કેટલોક માલમસાલો ભરાયો છે તે આ માસીકનાં ગયા અંક સાથે વેહેંચવામાં આવેલાં હેંડબીલથી જોવાયું હશે, અને એ પુસ્તકની એક કાયમની જાહેર ખબર જે આજના અંકથી ચાલુ કરવામાં આવી છે તે ઉપર જીભના બટાકાના શોખીનોનું ખસુસ ધ્યાંન ખેંચવામાં આવે છે કુટુંબનાં બાંનુઓનાં ગાઇડન્સ સારૂં આ પુસ્તકની અકેક નકલ ઘરેઘર મોજુદ હોવી ઘટે."

---

## ગપસપ, સપટેમ્બર ૧૯૨૩.

"લગભગ ત્રણુસો સફાનુ આ સુંદર પુસ્તક ગં૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ તથા ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલે રચીને બાહેર પાડ્યું છે. તે હીંદુ કુટુંબોને તેમજ માંસના ખોરાક તજી દઇને અન્નફળ શાકદારી બનેલાં પારસી કુટુંબોને ઘણું ઉપયોગી થઇ પડવું જોઇએ. આ પકવાન પોથીને ત્રણ ભાગમાં વહેંચી નાંખીને દરરોજના ખોરાકની તેમજ મીઠાઇ મીષ્ટાનોની તરેહવાર વાનીઓ બનાવવાની રીતો તેમાં આપી છે. ખોરાકીની જીણસોમાં થતી નુકશાનકારક ભેળ પારખી કહાડવાના થોડાક નુસકા પણ આપ્યા છે અને દૂધ, ખાંડ, માખણ, મધ વગેરે ચીજોમાં કાંઇ ભેળ કરી હોય, તો તે પારખી કહાડવાની સહેલી રીત સમજાવી છે. જુદી જુદી વાની પકાવવાની રીત પણ સહેલી સરળ ભાશામાં આપી છે. હીંદુ કુટુંબો માટે આવાં એક પુસ્તકની જે મોટી ખોટ હતી, તે આ પુસ્તકના બાનુકર્તાઓએ દૂર કરી આપી છે. પુસ્તક સફાઇદાર કાગળ ઉપર છાપીને સુંદર પુઠાંમાં બાંધેલું છે. સ્કુલમાં અભ્યાસ કરતી બાળકીઓને ઇનામ આપવા માટે આવાં પુસ્તકો ઘણા ઉપયોગી થઈ પડવાં જોઇએ."

## મુંબઇ સમાચાર, તા૦ ૬ ઠી અકટોબર, ૧૯૨૩.

"ગુજરાતી સાહિત્યની વીવીધ દીશાઓમાં અપુર્ણતા કેટલી છે, તેનો કાંઇક ખ્યાલ હાલમાં ગંગાસ્વરૂપ લલિતાગઉરી શામરાવ અને ગંગાસ્વરૂપ વિમલાગઉરી મગનલાલ તરફથી રચાએલા અને બહાર પડેલા 'પાકશાસ્ત્ર' યાને 'પકવાન પોથી' નામના પુસ્તક પરથી જણાય છે. દુનીઆમાં અનેક કળાઓ છે, તેમાં રસોઇની યાને પાકશાસ્ત્રની કળા એ ઘણીજ ઉપયોગી અને અગત્યની કળા છે. કમનશીબે જ્યારે અંગ્રેજી અને ફ્રેંચ સાહીત્યમાં રસોઇના સંબંધમાં અને પાકશાસ્ત્રના સંબંધમાં અનેક પુસ્તકો છે ત્યારે ગુજરાતી સાહીત્યમાં તો હજી હવે આ પુસ્તકથી પહેલજ થાય છે આ પહેલ એ ખરેજ ઘણીજ ઉપયોગી દીશામાં છે અને તે માટે ખરેજ આ બાનુ કરતાઓને ગુજરાતી આલમ જરૂર ધન્યવાદ આપશે. આ પુસ્તકમાં અન્નકુલ તથા શાકની વીવીધ બનાવટો, તેમ તે બનાવવાની વીવીધ રીતીઓ ઘણીજ સાદી અને સરળ રીતે સમજાવવામાં આવી છે, કે જેથી તે પુસ્તક વ્યવહારૂ ઉપયોગી થઇ પડે. મીષ્ટાન, ચટણીઓ, રાઇતાંઓ, અથાણાઓ, વીવીધતાઓ અને તે બનાવવાની રીતીઓથી ઘણી પાકટ ઉમરની સ્ત્રીઓ પણ પુરેપુરી જાણકાર નથી હોતી. આ પુસ્તક ખરેખર તેઓ માટે તેમજ સામાન્ય રીતે ગુજરાતી આલમને ઘણુંજ ઉપયોગી અને લાભકરતા થઇ પડશે એ બાબતમાં શંકાને જરી માત્ર સ્થાન નથી."

## કયસરે હીન્દ, તા૦ ૫ મી ઑગસ્ટ ૧૯૨૩.

"આ પુસ્તક બે હીંદુ બાઈઓ ગં૦ સ્વ૦ લલિતાગઊરી સામરાવ અને ગં૦ સ્વ૦ વિમલાગઊરી મગનલાલ તરફથી રચીને પ્રગટ કરવામાં આવ્યું છે. લેખકો પોતાના દીબાચામાં જણાવે છે કેઃ—

'જેમ પુરૂષોને વીદ્યા આવડવી આવશકય છે તેમ સ્રીઓને સારી રસોઈ કરતાં આવડવી જરૂરની છે. જેમ પુષ્કળ વિદ્યાવાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનું ભુપણ છે, તેમ સ્રીઓને સારી રસોઈ કરતાં આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે. પુરૂષોએ ઘરમાં આણેલા પદાર્થો સારી રીતે તઈયાર કરી જમાડવા એ સ્રીઓનું કર્તવ્ય છે. સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકરૂતી નીરોગી રહે છે અને મન સંતુષ્ટ થાય છે. સારી રસોઇ કરનાર સ્રી કુટુંબમાં સર્વને વહાલી થઇ પડે છે. માટે હંમેશાં પોતાની પુત્રીઓને રસોઇ કરતાં શીખવવી, તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કંટાળો તેમજ મુઝવણ રહેતી નથી.'

લેખકોના ઉપલા વીચારો સાથ આપણે ખુશીથી મલતા થઇશું. રાંધણકળાનું જ્ઞાન દરેક ઘર ધણીયાણી માટે અતી ઉપ્યોગનું છે. આ પુસ્તકમાં તરેહવાર જાતની દેશી વાણીઓ તથા મીઠાઇઓ બનાવવાની રીત ટુંકમાં પણ સ્પષ્ટ સમજાવી છે. દરેક વાણીમાં કેટલો માલ મસાલો જોઇએ તેનું કોષ્ટક શરૂઆતમાં આપવામાં આવ્યું છે. સઘળી વાણીઓ અલબતાં વેજીટેરીયન છે, છતાં પુસ્તક પારસીઓને પણ ઉપયોગી થઇ પડે એવું છે."

## ગુણસુંદરી અને સ્ત્રી હીતોપદેશ, નવેમ્બર ૧૯૨૩.

"આપણામાં કહેવત છે, 'સુરતનું જમણ અને કાશીનું મરણ.' ગુજરાત અને તેમાંયે ખાસ કરીને સુરતે રસોઇ કળાની ખીલવણી માટે નામના મેળવી છે, છતાં ગુજરાતી ભાષામાં પાકશાસ્ત્ર ઉપર ઘણું ઓછું સાહિત્ય પ્રકટ થયલું જોવામાં આવે છે, એ નવાઇ જેવું લાગે છે. આપણા સમાજમાં દરેક સ્ત્રીને રસોઇ બનાવતાં આવડવી જોઇએ, કેમકે કુટુંબની અન્નપૂર્ણા તરીકે કુટુંબના ભરણપોષણનો ભાર સ્ત્રીવર્ગને માથેજ હોય છે. જે સ્ત્રીને રસોઇ બનાવતાં બરોબર નથી આવડતી, તે આપણા સમાજમાં હાંસીને પાત્ર થાય છે, અને સામાન્ય અનુભવની વાત છે કે, જુદી જુદી જાતની વાનીઓ બનાવવાને માટે અનુભવી સ્ત્રીઓને પણ બીજાની સલાહ લેવી પડે છે, તો શીખાઉની તો વાતજ શી કરવી? એ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક બહુ ભારે ખોટ પુરી પાડે છે, અને તે બહુ ઉપયોગી લાગે છે. દરેક સ્ત્રીના પુસ્તકાલયમાંજ નહિ પણ દરેક રસોડામાં એ પુસ્તક રાખવાની જરૂર છે. એમાં ઘણી વાનીઓ બનાવવાની રીત આપેલી છે, અને તોલ માપ વગેરે પણ દર્શાવ્યાં છે, એટલે સમજવામાં મુશ્કેલી પડે એમ નથી. પુસ્તકના છેવટના ભાગમાં ચૂર્ણો વિગેરે બનાવવાની રીત આપી છે. આ પુસ્તક પ્રકટ કરવાને માટે લેખીકાઓને ધન્યવાદ ઘટે છે."

## સાંજ વર્તમાન, તા૦ ૧૧ મી જુલાઇ ૧૯૨૩.

"આ પકવાન પોથીમાં ખાસ્સી ૩૦૦ જુદી જુદી વાણીઓ તે પકાવવાની સમજ સાથે આપેલી છે. લખનાર બહેનોએ બહાર પાડેલું પુસ્તક એ બહેનોની કોમની બેહનપણીઓને ઉપયોગી થઇ પડશે ખરૂં. જુદી જુદી વાણીઓ પકાવવાની સમજ ઉપરાંત ઘર ઉપયોગી જુદી જુદી વસ્તુઓની પરિક્ષા કેમ કરવી તેને લગતી સમજણ પણ આપેલી છે, એટલે હિંદુ બેહનોને રસોઇ બનાવવામાં એ પુસ્તક ઠીક ઉપયોગી થઇ પડશે. ખોરાક સંબંધી તેમાં આપવામાં આવેલી સુચનાઓ તથા જુદા જુદા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તે સંબંધી હકીકત પણ અચ્છી મદદગાર થઈ પડશે.

બીજી કોમોના વેજીટેરયનનોને તેમજ પારકી કોમની વાણીઓના શોખીન બીજા **પારસીઓ તથા મુસલમાનોને** પણ એ હિન્દુ પકવાન પોથી સારી ઉપયોગી થઈ પડશે. મારી હમદીન બેહનોને પોતાનો ઘર સંસાર ચલાવતાં આ "**પાકશાસ્ત્ર**" ની ચોપડી ઉપર પણ વખતો વખત નજર દોડાવવાની હું મજબુત સીફારસ કરીશ. તેમાંથી તેઓને ઘણી નવી વાણીઓ જાણવાની, તે પકાવતાં શીખવાની અને તેનો સ્વાદ પોતે ચાખવા ઉપરાંત પોતાનાં કુટુંબીઓને સરઅવસરે ચખાડવાની ઘણી અચ્છી તક મળશે. તેથી વળી ખોરાકી પકાવવાનાં તેઓનાં જ્ઞાનમાં ધરખમ વધારો થવા પામશે. રાંધણ કળાના હુન્નરની આ ચોપડી હિંદુઓ ઉપરાંત બીજી કોમો તરફનાં ઉત્તેજનને પણ એક સરખી લાયક છે."

## બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી ૧૯૨૩.

" રસોઈ કરતાં શિખવાને અને જૂદી જૂદી જાતની વાનીઓ તૈયાર કરવાને આ પાકશાસ્ત્રનું પુસ્તક ઉપયોગી માહિતી પૂરી પાડે છે, રસોઇમાં વિવિધતા અને નવીનતા આણુવા માટે આવું પુસ્તક ખરેખર એક મિત્રની ગરજ સારે છે. પોતાના જ્ઞાન અને આવડનો લાભ, ઉપર મુજબ એક પુસ્તક તૈયારી કરી, અન્ય બહેનોને આપવા બદ્દલ, બંને લેખક બહેનોને ધન્યવાદ ઘટે છે."

---

યુનિયન પ્રેસ, મુંબઈ.